# ચુંદડી

: : ગુર્જર લગ્ન-ગીતો : :



સંપાદક

ઝવેરચંદ મેઘાણી

મૂલ્ય [illegible] આના    પાકું પૂંઠું [illegible]

# લગ્ન-ભેટ

બ્હેન......................................ને

તરફથી





આ પુસ્તકનું 'ચુંદડી' એવું પ્રથમ નામ પાડનાર અને 'ચુંદડી'માં પોતાના અંતરના નિર્મળા રંગો પૂરનાર અખંડ ચુંદડિયાળી સ્વ. બ્હેન વસંતના નિષ્પાપ, સૌમ્ય અને નિર્દોષ

આત્માને

## વીરની વીરપસલી

# નિવેદન

સવા બે વર્ષ ઉપર, રઢીયાળી રાત ભાગ બીજાના નિવેદનમાં અપાયેલું વચન આજે પાળી શકાય છે તે બદલ પ્રભુના ગુણ ગાઉં છું. લોક-ગીતોમાં ઘણું ચડિયાતું સ્થાન રોકતો ગ્રામ-ગીતોનો પ્રદેશ બની શક્યું તેટલા શુદ્ધ સ્વરૂપમાં, અસલી તાળ શબ્દને વફાદાર રહીને આંહી રજુ કરી શકાયો છે. એમાંથી ભાવનાઓ ઉકેલવાનું કામ મેં મારી પોતાની જવાબદારી ઉપર કરેલું છે. જેઓને મારી દરમીયાનગીરી ન ગમે, તેમણે સુખેથી કેવળ પાઠ-સંગ્રહ જ વાંચી કાઢવો. ગીતોમાં તો મેં મારો એક અક્ષર પણ નથી ઉમેર્યો.

આ સંગ્રહમાં મને ઘણી મોટી સહાય સૌ. બ્હેન જયાકુમારી તથા સ્વ. બ્હેન વસંતકુમારી દાણીની મળી છે. તેમાંનાં એક બ્હેનનો તો મારે અંતરિક્ષમાં જ આભાર માનવો પડશે એવું ન્હોતું ધાર્યું. તે સિવાય મેં અન્ય ગીતસંગ્રહોની પણ છૂટથી સહાય લીધી છે. તે સહુનો હું ઋણી છું.

રાંદલનાં, સીમન્તનાં વગેરે ગીતો બાકી રહ્યાં છે તે બીજા સંગ્રહની યોજનામાં આપી શકાશે.

પદ્ય સંગ્રહમાં હવે છેલ્લો વારો ભજનોનો અને ચારણી છંદોનો આવે છે. બન્નેની વ્યવસ્થિત યોજના ચાલુ છે. ભજનોનો તો મહાસાગર જ પૂરવી રહ્યો છે. એ લોક-ધન તો અજોડ જ છે. અને આંગ્લ કવિ સર વૉ. સ્કૉટે સંગ્રહેલ "The Border Minstrelsy" ની માફક આપણે પણ સૌરાષ્ટ્રનાં સીમાન્ત-સંગ્રામો વિષે રચાયલા અનેક ચારણી ગીત છંદો પ્રગટ કરી સોરઠી ઇતિહાસના કોઇ ભાવી ઇતિહાસકારના હાથમાં સાચા ઇતિહાસની થોડીક નવી સામગ્રી ધરી દઇશું એવી મારી શ્રદ્ધા છે.

મારા એ કાર્યમાં હું સહુ સૌરાષ્ટ્રપ્રેમીઓનો સહકાર યાચું છું.

સૌ. સા. મં.
ચૈત્ર શુદ ૧ : ૧૯૮૪

સંપાદક

# સાંકળિયું


| | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| . | ચુંદડીના રંગો [પ્રવેશક] | | ૧-૨૩ |
| | ગણેશ ફુંદાળા | | ૨૫ |

## ૧: સ્વયંવર વિભાગ.

| | | | |
|---|---|---|---|
| ૧ | ધરતીમાં બળ સરજ્યાં બે જણાં | ચાક વધાવવાનું | ૧ |
| ૨ | કોની ટોરે ઉગેલા ભાણ | પ્રભાતીયું | ૨ |
| ૩ | જી રે ઇંટો ચણે | | ૪ |
| ૪ | દૂધે તે ભરી રે તલાવડી | માયરાનું | ૫ |
| ૫ | મારા ખેતરને શેઢડે | જાન જતી વેળા | ૬ |
| ૬ | એક તો રાજ દ્વારકામાં રમતાં | પ્રભાતીયું | ૭ |
| ૭ | કન્યા દાદાજીને ખોળે બેઠાં | સાંજીમાં | ૮ |
| ૮ | કુંવારી ચડી રે કમાડ | માળા નાખતી વખતે | ૧૦ |
| ૯ | લાંબી તે લાંબી સરવરિયાની પાળ | કુલેકા સમયે | ૧૧ |
| ૧૦ | ગળીયા ગોળ વ્હેંચાય રે<br>મેં તો વાર્યા રે......ભાઇ લાડકડા | | ૧૨ |

## ૨: શણગાર વિભાગ.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ઘડીએ ઘડીએ લાડણ વહુ કાગળ મોકલે | માંડવા વખતે | ૧૩ |
| ૧૨ | લગન બાજોઠડી ને મોતીડે જડીયાં | માળા નાખતી વખતે | ૧૪ |
| ૧૩ | લીલાં છાણની ગાર કરાવો રે | મગ ભેળતી વખતે | ૧૫ |
| ૧૪ | પાછલી પછીતે ચાંપલીયો શો મોર્યો | | ૧૬ |
| ૧૫ | છાબ ફરી ફુલડે માલણ આવે રે | | ૧૮ |
| ૧૬ | ઘોડી અગન ગગન પગ માંડ | સાંજીનું ગીત | ૧૯ |
| ૧૭ | માંડવડે રે કાંઇ ઢાળોને બાજોઠી | માંડવા સમયે | ૨૦ |
| ૧૮ | લીલી પીળી પાંખનો ભમરલો રે | ,, | ૨૨ |
| ૧૯ | ડુંગર કોરીને નીસર્યો ભમરો | ,, | ૨૩ |
| ૨૦ | પીળો પીળો રે વાનો મેં સૂણ્યો | પીઠી સમયે | ૨૭ |
| ૨૧ | પીઠી ચોળે રે પીતરાણી | ,, | ૨૮ |
| ૨૨ | નાહો નાહોને કીયા ભાઇ રે | નાવણ સમયે | ૨૯ |
| ૨૩ | ઉંચો ચોરો ચંદન ચોવટો | પસ ભરાવતી વેળા | ૩૦ |
| ૨૪ | સૂરજ ઉગ્યો રે કેવડીઆની ફણસે | પ્રભાતીયું | ૩૧ |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | આલા લીલુડા વાંસ વઢાવો રે | પ્રભાતીયું | ૩૨ |
| ૨૬ | સીંદૂરી વરણીના રે સૂરજ ઉગિયા | પ્રભાતીયું | ૩૩ |
| *૨૪ | મારે તે આંગણ આંબલો | પ્રભાતીયું | ૩૪ |
| *૨૫ | માલણ વીણે જાવંતરીનાં ફુલરે | વરઘોડા વખતે | ૩૫ |
| *૨૬ | ઉઠોને ભોળી વીછળોને ગોળી | પ્રભાતીયું | ૩૬ |
| ૨૭ | રોયણ વીયાણી રે | પ્રભાતીયું | ૩૭ |


## ૩: દર્શન વિભાગ


| | | | |
|---|---|---|---|
| ૨૮ | ગાગર ઉપર બેઠો લીલો હંસ રે | માળા નાખતી વેળા | ૪૧ |
| ૨૯ | જલ રે મગીયાનો જલ રે સીવડાવો | પસ વેળા | ૪૩ |
| ૩૦ | કુંવર ઘોડે ચડયા ને જગ જોવા મળ્યું | ફુલેકા સમયે | ૪૩ |
| ૩૧ | કેસરીઆ ચડો વરઘોડે | વરઘોડે ચડતાં | ૪૪ |
| ૩૨ | ધ્રૂંબ પડે રંગ મોલમાં રે | જાન જતી વેળા | ૪૫ |
| ૩૩ | કંકૂડાં છંટયાં રે મોંઘા મૂલનાં | ,, | ૪૫ |
| ૩૪ | પાગલડે પગ દઇ ચડો રે વરરાજા | જાન ઉઘલતાં | ૪૭ |
| ૩૫ | હાલંતી મ્હાલંતી નીસરી | પોંખતી વખતે | ૪૮ |
| ૩૬ | મેઘવરણા વાઘા વરરાજા | જાનમાં | ૫૦ |
| ૩૭ | મોર તારી સોનાની ચાંચ | જાનમાં | ૫૧ |
| ૩૮ | ફીયા ગામ ગડયાં રે નિશાન | વરઘોડામાં | ૫૩ |
| ૩૯ | આવે આવે રે વાસુદેવનો નંદ | તોરણે આવતાં | ૫૪ |
| ૪૦ | નવેનગરથી ચોળ ચુંદડી વાપરી | સામૈયા સમયે | ૫૫ |
| ૪૧ | ઉંચા ઉંચા રે દાદે ગઢ રે ચણાવ્યા | માળા નાખતાં | ૫૬ |
| ૪૨ | ઉંચા ઉંચા મોલ મારે ઘર રે | માળા નાખતાં | ૫૮ |
| ૪૩ | ફુલડે છાયો મારો માંડવો | સામૈયા સમયે | ૫૯ |
| ૪૪ | કન્યા ચડયાં રે દાદાજીની મેડીયે | ,, | ૬૦ |
| ૪૫ | આંબલિયો સખી શીળો | માંડવા વખતે | ૬૨ |


## ૪: મિલન વિભાગ


| | | | |
|---|---|---|---|
| ૪૬ | સીતાને તોરણ રામ પધાર્યા | પોંખતી વેળા | ૬૫ |
| ૪૭ | બાર પધારો સોરંગ સુંદરી | પોંખતી વેળા | ૬૬ |
| ૪૮ | અમદાવાદી ચુંદડી વાપરી રે | પસ ભરાવતાં | ૬૭ |
| ૪૯ | થાળી ઠમકીને વરવહુના હાથ મળ્યા | ચોરી સમયે | ૬૮ |
| ૫૦ | પેહેલું તે મંગળ વરતીયું | હસ્ત મેળાપ | ૬૯ |


* આ સંખ્યા ભૂલથી બેવડાઇ ગઇ છે.

| | | | |
|---|---|---|---|
| ૫૧ | લાડો લાડી જમે રે કંસાર | કંસાર જમતી વેળા | ૭૦ |
| ૫૨ | કાંણે કાંણે કાંકણીઆળી ચૂડી રે | જાન પાછી વળતાં | ૭૨ |
| ૫૩ | સૂડલા કોયલડીને વિનવે રે | | ૭૩ |
| ૫૪ | ચોરીમાં ચરકલડી રે બોલે | ચોરી વખતે | ૭૪ |
| ૫૫ | આછેરૂં કકૂડું ધોળ્યે રે લાડી | ,, | ૭૫ |
| ૫૬ | મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં રે | પરણી ઉતર્યા બાદ | ૭૬ |
| ૫૭ | દાદાને આંગણ આંબલો | કન્યાને વળાવતાં | ૭૬ |
| ૫૮ | લ્યોને લાડી કચોળડાં | ,, | ૭૭ |
| ૫૯ | પરશાળેથી કેસર ઢળે | ,, | ૭૮ |
| ૬૦ | આ દશ આ દશ પીપળો | ,, | ૭૮ |
| ૬૧ | ઢોલીડા ઘડૂક્યા લાડી | ,, | ૮૦ |
| ૬૨ | વાળી વાળી દાદા પૂછે વાત | ,, | ૮૦ |
| ૬૩ | એક આવ્યો' તો પરદેશી પોપટો | ,, | ૮૧ |
| ૬૪ | મેં તો દરબેથી આંપલીયો રોપાવીયો | ,, | ૮૧ |


## ૫: જીવન


| | | | |
|---|---|---|---|
| ૬૫ | હાં હાં રે હમલી ! | કુકરડી ઉઠાડતી વખત | ૮૫ |
| ૬૬ | હું તો સૂતી રે મારા રંગ રે મોલમાં | પ્રભાતીયું | ૮૫ |
| ૬૭ | ગોખે તે બેઠી રાણી રાજવણ બોલે | કુલેકામાં | ૮૮ |
| ૬૮ | પાલવ છોડજો | | ૯૦ |
| ૬૯ | શ્રી પરભાતને પો'ર | પ્રભાતીયું | ૯૧ |
| ૭૦ | શ્રી રામ! ધોળું નગર ધોળું ધોળકું | ગ્રહ–શાંતિ કરવાનું | ૯૩ |
| ૭૧ | કાળી શી કોયલ શબ્દે સોહામણી | ચાક વધાવવા જતાં | ૯૪ |
| ૭૨ | ત્રાંમાકુંડી તે નગર સોહામણી | ,, | ૯૫ |


## ૬: પૂરવણી


| | | | |
|---|---|---|---|
| ૭૩ | રાજ પેલડા પોરની નીંદરડી | પાપડ વણતાં | ૯૯ |
| ૭૪ | લીલુડો વાંસ ઢળૂકડે ઢળિયો | પ્રભાતીયું | ૯૯ |
| ૭૫ | કાંઈ જાંબુવરણી કોયલ રે | પીડી ચોળતાં | ૧૦૦ |
| ૭૬ | સાવ રે સોનાનો મારો દીવડો | મામેરૂં | ૧૦૧ |
| ૭૭ | મારી આંખડલી ભીંજાય રે | ,, | ૧૦૨ |
| ૭૮ | વીરા ! ચાંદલિયો ઉગ્યો ને | ,, | ૧૦૩ |
| ૭૯ | વણઝારો આવ્યો ને વણઝારી લાવ્યો | પ્રભાતીયું | ૧૦૩ |
| ૮૦ | જૂનેગઢથી તંબોળીડો વાપર્યો | ચાક વધાવા જતાં | ૧૦૫ |

| | | | |
|---|---|---|---|
| ૮૧ | ગુજરાતથી માલણ આવી રે | | ૧૦૫ |
| ૮૨ | માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરો | ફુલેકા વખતે | ૧૦૬ |
| ૮૩ | લાડડા ! લાડડી છાના કાગળ મોકલે | લગ્ન લખતાં | ૧૦૮ |
| ૮૪ | તરવાર સરખી ઉજળી રે ઢોલા | જાન જતી વખતે | ૧૦૯ |
| ૮૫ | મોલ પધારો રાજ | જાન વળતાં | ૧૦૯ |
| ૮૬ | વર તો બહુ રે હોંશીલો | વરઘોડા વખતે | ૧૧૦ |
| ૮૭ | મારા નખના પરવાળા જેવી ચુંદડી | ” | ૧૧૦ |
| ૮૮ | આજ મારે ભરિયાં સરોવર છલિયાં | જાન વળતાં | ૧૧૧ |
| ૮૯ | લીલુડા વાંસની વાંસળી | ” | ૧૧૨ |
| ૯૦ | વરલાડડા રે તારે કાજે | ” | ૧૧૩ |
| ૯૧ | સો સો રૂપૈયા લઇને હલ્લાર | | ૧૧૩ |
| ૯૨ | લાડડી ટોડલા જેવડી રે | | ૧૧૪ |
| ૯૩ | ફીયા ભાઇની વાડીમાં | | ૧૧૫ |
| ૯૪ | લાડડી તારા દેશમાં | | ૧૧૫ |
| ૯૫ | સાંકલડી શેરી રે દીવડીયા | | ૧૧૬ |

---

## સુધારો

જ્યાં જ્યાં 'મીલન' હોય
ત્યાં ત્યાં 'મિલન' કરવુ.

# ચુંદડીના રંગો

## દિન-રાત્રિની મીલન-સખી

દિવસ મટીને રાત્રિ આવે છે, રાત્રિ વીતીને દિવસ ઉગે છે. રોજે રોજનો, રોજ બબ્બે વખતનો એ ફેરફાર છે. જળ ત્યાં થળ, ને થળ ત્યાં જળ કરનાર કોઇ ભૂમીકમ્પ જેટલો-બલ્કે તેથી યે વિશેષ મોટો એ ફેરફાર છે. દટ્ટણ પટ્ટણની દારૂણતા આ દિવસ-રાતના પરિવર્તન પાસે શી વિસાતમાં છે! બન્ને પરસ્પરનાં કટ્ટાં વિરોધી : એકની પ્રકૃતિ પ્રકાશમય, તપનશીલ અને ચૈતન્યદાયી : અન્યની પ્રકૃતિ ઘન અંધકારમય, શીતવાહી, ને નિશ્ચેતનતામાં સૂવાડનારી : છતાં બન્નેનું સવાર સાંજ બદલાવું કેવું સ્વાભાવિક લાગે છે! બે શત્રુઓ પરસ્પરની ગરદન વાઢતા હોવાને બદલે બે પ્રેમીજનો પરસ્પરનું ગાઢ-પ્રગાઢ મીલન સાધતાં હોવાનું શું એ ઉત્સવ-દૃશ્ય નથી બની જતું? એકનાં જ્વાલા ઝરતાં કિરણોને સ્થળે બીજાના શીતલતા વર્ષતા તારલા તદ્દન સ્વાભાવિક જ કાં લાગે? એકના સર્વદર્શી અજવાળાને બદલે અન્યનો સર્વગોપન અંધારપછેડો પણ કેટલો બધો સ્વાભાવિક ને સુસંગત લાગે છે!

આવું પ્રચંડ પરિવર્તન, ને છતાં એનો લગારે આંચકો ન મળે. આવો બલવાન પ્રત્યાઘાત, છતાં તેનો જરીકે અવાજ ન સંભળાય. આવો વિરાટ પલટો, છતાં જગતનાં કરોડો જીવો જરા યે ચોંક્યા વિના એને આધીન બને છે. એમાં સુખની લહેરો અનુભવે છે. એમાં વિશ્રામ અને સ્ફૂર્તિ પામે છે. એ શા માટે? એટલા માટે કે એ પરિવર્તનનો આંચકો ન લાગવા દેનારી મૃદુલ એક કાલ-તનયા ત્યાં વચ્ચે આવીને પોતાનાં કોમલ અંગો આડાં ધરે છે. એનું નામ ઉષા-સંધ્યા. કલહેલાં માવતર વચ્ચે ઉભી રહેનારી કો'ડાહી દીકરી સરખી એ બહુરંગી ઉષા-સંધ્યા દિવસ રાત્રિના વિગ્રહને પોતાની ચુંદડી આડે સંતાડી રાખે છે. ધીરે ધીરે, ધીરે-ધીરે-ધીરે જાણે દિવસની પાંખો સંકેલાઇને રાત્રિ રૂપી માળામાં છુપાય છે. ધીરે ધીરે, ધીરે-ધીરે-ધીરે જાણે બાલક માતાની મીઠી ગોદમાં લપાય છે. ધીરે-ધીરે-ધીરે જાણે પ્રિયતમ પ્રિયાના ભુજપાશમાં સમાય છે.

ધીરેથી જાણે એક પીગળીને અન્યમાં ઓતપ્રોત થાય છે. એ જાણે યુદ્ધ નથી, મીલન છે; પરિવર્તન નથી, ઐકાત્મ્ય છે; જય પરાજય નથી, અન્યોન્ય આધીનતા છે; મૃત્યુ નથી, પ્રાણમાં પ્રાણનું નિમજ્જન છે; આંચકો નથી, આલીંગન છે. અને એ અસ્વાભાવિકને સ્વાભાવિક બનાવનાર, એ અસંગતની સંગતિ યોજનાર, એ દારૂણને કરૂણામય કરી મૂકનાર કેવલ અર્ધ પા કલાકની ઉષા–સંધ્યા જ છે. દિવસ રાત્રિ, ઉભયના રંગોને ધારણ કરીને એ મીલન–સખી આભને આરે ઉભી રહે છે. એણે અબજો પુનરાવર્તન પછી પણ ઉદય–સંધ્યાની રમ્યતાને જૂની પુરાણી થઇ જવા દીધી નથી. નિત્ય નિત્ય નૂતનત્વ અને નિગૂઢત્વની કોઇ નવરંગી ચુંદડી ઓઢીને પોતાના ઝલકતા પાલવ ફરકતી એ ઉષા–સંધ્યા રોજેરોજની અજાણી બની આભ–ધરતીને અમીરસ પાયા જ કરે છે. થાક એને લાગ્યો જ નથી. અબજ વર્ષે પણ થાક એને લાગવાનો નથી. થોડી વાર આપણે એ ચુંદડીનું ધ્યાન ધરીએ. એ ચુંદડીના રંગો આંખો વાટે ભરી ભરી પીએ. પછી એ ચુંદડીના સોહાગ ફેરતી કોઇ બીજી ચુંદડી પૃથ્વી પર કયાંયે હોય તો તેને શોધી કાઢીએ.

### માનવાત્માની મીલન–સખી

એકલ દશા ને યુગલ દશા : માનવ–જીવનની એ પણ બન્ને વિરોધી દશાઓ : દિવસ અને રાત્રિ જેવી : વિચાર કરીએ તો ભયંકર વિગ્રહ–તત્પર એ વિરોધીઓ જેવી જણાય. બન્ને દશાના સ્વભાવ ને સ્વરૂપ કેટલાં બધાં જૂજવાં ! બન્નેના મેળને અવકાશ જ કયાં છે ? આજનો એકલ–વિહારી, ઉન્મત્ત કે કઠોર વ્રતધારી કુમાર આવતી કાલે પરગૃહની કોઇ અજાણી કુમારી સાથે પરણી જઇ જુગલવિહારી બને એ શું પ્રકૃતિના ભુવનમાં પ્રચંડ આંચકો નથી ? જેમ કુદરતમાં તેમ જીવનમાં પણ આંહી દટ્ટણ તો બીજે પટ્ટણ, આંહી જળ તો બીજે થળ, આંહી માયા તો બીજે મિટ્ટી બનાવી મૂકનાર એ ઘટના નથી ? યોગમાંથી ઉપભોગમાં લસરાવતું એ મહાન વાવાઝોડું છે. અનેક આત્માઓની ચાહના ત્યજાવીને એક જ માનવી પર આખું અંતઃકરણ ઢોળાવનાર એ એક વિકટ દશાન્તર છે. નર્યું લગ્ન એ એક એવું જોખમકારક પરિવર્તન છે. એ નવા મીલને ઘણા ઘણા જૂના ગાઢતર સ્નેહ સંબંધોને રદ કરાવ્યાં છે. એણે સંયમ ભૂલાવી લાલસાના દોર છુટ્ટા મેલાવ્યા છે. એણે સમતા છોડાવી મદોન્મત્તતા જન્માવેલ છે. એ પરિવર્તને ઘણું જૂનું ભાંગીને નવું સરજાવેલું છે. એ એનો સ્વભાવ છે. છતાં એને દિવસ–રાત્રિના પલટા સમાન કોમલ, નિઃશબ્દ ને મધુર બનાવનાર કોઇ ઉષા–સંધ્યા કયાં હશે ? હશે તો કેવી હશે ? કેવી હોવી

જોઇએ ? લોકોએ કેવી એની કલ્પના કરી છે ? એ ચુંદડીના ભાતીગળ પાલવડા પોતાની ફોરમો ઢાળતા કયાં કયાં ને કેવી રીતે ફરૂકી ગયા છે !

કેટકેટલી આળ પંપાળને અંતે બે પંખીનાં પ્રાણમાં પ્રેમ પ્રગટે છે ! કેટ કેટલી કુશંકાઓ અને ભીતિઓ ટળી ગયા પછી જ બે ઢોર પણ પરસ્પર હેવાયાં બને છે ! માનવી તો એ સહુથી વધુ ગુંચવણોથી ભરેલો જીવ : એને તો મિત્ર બનતા પહેલાં પણ કેટલી અશ્રદ્ધા, ચિંતા ને ધાસ્તીમાંથી વટવું પડે છે ! એથી, એ સહુથી વધુ વિકટ મનસંયોગ તો નર અને નારીનાં બે પ્રાણપંખીડાના સમજવા. અને એ જીવનાં જોડાણોને કાજે નિરનિરાળા સમાજે, નોખનોખા જુગમાં નિરનિરાળી યુક્તિ પ્રયુક્તિઓ યોજેલી દિસે છે. આજે જાણે કે યુગ બેસે છે સંવનનનો. આજે સ્નેહ–સાહિત્યનું વાચન અને ચોબાજુની સ્નેહ–સૃષ્ટિનું નિરીક્ષણ યુવક યુવતીનાં અંતરમાં બેલડ–દશાની ક્ષુધા જન્માવે છે, અને મોહવશ આંખો જેટલો કાંઇક વિવેક વાપરવા આપે તેટલો વાપરીને પોતાના પસંદ કરેલા પાત્ર સાથે સંવનનની રીતિએ મનમેળ ઉપજાવવા દેવાના આજે ઇલાજો નક્કી થયા છે, ધીરે ધીરે કે ત્વરિત ગતિએ, વિવેકની પાળો વચ્ચે સમતાથી વહેતી સરિતાની માફક અથવા તો ઉર્મિના પ્રબલ મારપછાડા રોકનારી કોઇ કિનારીઓ વિનાને વિકલ પંથે એક જીવન બીજા જીવનમાં ઠલવાઇ જાય છે. પ્રેમના પત્રો, કવિતાની રચનાઓ, પરસ્પર પાડવવામાં આવતી ભેટો, પ્રતિબંધ રહિત મેળાપો, સહનિવાસો, સગાં વ્હાલાં ને સ્નેહીજનો તરફની સોગાદો, ચંદ્રરજની (honey moon)ના બેલડી–વિહારો, વગેરે વગેરે રંગો ને ભાતોથી ભભકે છે આજની જીવન–ચુંદડી. એ રંગો કાચા છે કે પાકા, એ ભાત રહેશે કે રેળાઇ જશે, એનો નિર્ણય હજુ થયો નથી.

## સમતોલતા

પરંતુ એવી કોઇ જીવન–ચુંદડી જૂના કાળમાં હતી કે નહિ ? આજ કાલ અશિક્ષિત અને પછાત વર્ગમાં ખપતા સમુદાયને એવી કોઇ ચુંદડીનું સ્મરણ છે કે નહિ ? એનાં માનવ–મીલનો શું કેવલ કલાવિહીન, પ્રાણ-વિહીન, રંગવિહીન મીલનો હતાં ? કે કોઇ કસુંબલ ચુંદડીની સુવાસો ત્યાં પણ મ્હેકતી હતી કદિ ? એવું કંઇક હતું. ને અવશેષ રૂપે હજુ જીવે છે. એ જીવે છે પ્રાચીન લોકલગ્ન–વિધિ રૂપે; લોકોનાં લગ્ન–ગીતોના સમગ્ર એક ઝુમખા રૂપે.

લોકસમુદાયે પોતાની સંતતિની કૌમાર અને વિવાહિત દશાની વચ્ચે આખી એક લગ્ન–રીતિ અને લગ્નકાવ્યનું સાહિત્ય ઉત્પન્ન કરીને પોતાને સૂઝ્યું તેવું સર્વદેશીય ભાવના–મીલન સાધવાનો યત્ન કર્યો હતો. કુદ-

ભાનો પ્રેમી અને કડક બ્રહ્મચારી દશાનો પાલનહાર લોક-યુવક અથવા યુવતી, ધીરે ધીરે-દિવસ રજનીના મીલન જેટલાં જ ધીરે ધીરે, દંપતિ-જીવનની સામી પરિસ્થિતિમાં નિઃશબ્દે, વિણ આઘાતે, વિના કમ્પે સરી જતાં, બન્ને અવસ્થાઓનું માધુર્ય મીલાવી મીલાવીને પીવા લાગતાં. કંઇ નહિ તો એવી મીલાવટનો આશય આ ઝીણવટભરી રસપ્રણાલીની પાછળ ઉભેલો હતો. બે સામસામાં છાબડાં વચ્ચે સમતૂલાની દોરી બાંધવાનો એ પ્રયત્ન હતો. ઉપભોગની સામે વિશુદ્ધિને, યુગલ-જીવનની સામે કુટુંબ-સંસારને, શ્રૃંગારની સામે કરૂણતાને, ગાંભીર્યની સાથે પરિહાસને અને વિલાસની સાથે માંગલ્યને ભારોભાર બનાવી જોડવાની કોઇ જુક્તિ રૂપે પ્રજાએ આ પ્રણાલી યોજી હશે એવું માનવા મન લલચાય છે. જીવન-ચુંદડીના એવા સમરંગી શણગાર લોક-સાહિત્યમાં આજની ઘડી સુધી સચવાયા છે, તે બતાવવાનો પ્રયાસ આજે આપણે આ પુસ્તકમાં કરીશું.

### લગ્નની વિકટતા

કોઇ પણ સમાજના સંસ્કારનું માપ કાઢવું હોય તો એની નીપજાવેલી લગ્ન-ક્રિયાની ને એના રચેલા લગ્ન-સાહિત્યની સામે દૃષ્ટિ કરી લેવી : જીવનની વાટ ભૂલાવે તેવું ગભીર વનરાવન આ લગ્ન છે. ત્યાં માનવીની સન્મૂખ વિલાસ ઉભેલ છે; સંયમ ત્યાં શોનો સાંભરે? ત્યાં સુરા બળે છે-ફુલોની ધીરી મીઠી સુવાસ ત્યાં કોને ગમે? યોવન મદોન્મત્ત બની ઘેનમાં ઘેરાતી આંખ ઉભેલું હોય-ત્યાં નરમાશ અને નયનોની નિર્મલતા શે રહી શકે? વિવાહ અને વિષયભોગ વચ્ચે ક્યાં ઝાઝું અંતર છે? પ્રત્યેક સમાજ પોતાના તમામ ઉત્સવો કરતાં આ લગ્નોત્સવને અવસરે વધુ ઉઘાડો પડી જાય છે. એને સહજમાં સહજ તે ઘેળા મસ્ત બનવું, બહેકવું, તોફાને ચડવું, રંગીલા રસીલા થવું, ભાન ભૂલવું ગમે છે. પાંચે ઇંદ્રિયો તે કાળે મ્હોં ફાડીને 'લાવો! લાવો!' ની ચીસો પાડે છે. મોહિની ને મંગલતા વચ્ચે મેળ રાખવા ત્યાં દુષ્કર થઇ પડે છે. સંતોષ અને સંયમ વચ્ચે ત્યાં સંગતતા રાખવી મુશ્કિલ નથી શું? શાસ્ત્રોનું બલ ત્યાં સદાકાલ ચાલતું નથી. શા સ્ત્રોતો ચોકીદારની પેઠે કડક આજ્ઞા જ ફરમાવી શકે છે. મહાત્માઓના સદ્બોધ ત્યાં સંભળાતા નથી, એની રસ-હીનતા ને કઠિનતા કોઇને પચતા નથી. શાસ્ત્રો ને મહાત્માઓ સ્પર્શી શકે તે કરતાં ઘણી વધુ વિશાલ આંતર-સૃષ્ટિ એ સમયે હિલોળે ચડી જાય છે. ધર્મવચનોથી વાર્યાં ન રહે તેવા વિકાર ભાવોનો ત્યાં ખળભળાટ મચે છે.

### એકીકરણની જુક્તિ

માટે જ ત્યાં લોક-સમુદાયે નવીન જ જૂક્તિ નીપજાવી કાઢી. એ

કટ્ટાકટ્ટીની જીવન-દશામાં જૂજવા જૂજવા તમામ માનવ-ધર્મોનો મધુર મેળાપ યોજવા આપણા કોઇ રસિક પૂર્વજોએ આપણી લગ્ન-સંસ્થા ને લગ્ન-કવિતાની ફુલવાડી ઉગાડી દીધી. એ ફુલવાડીની વચ્ચે કર્તવ્યભાનનાં દેવાલય ચણ્યાં. ફુલોને રંગે ચૂંટીએ તે કાજે મંગલતા રૂપી માલણની ચોકી મેલી. કાવ્યદેવીએ પંપાળી પંપાળી પોતાના કોમલ કરસ્પર્શો જાણે કે પરણનાર બેલડીનો વિશુદ્ધ રસ-સમાગમ યોજવા યત્ન કર્યો. એ લગ્નમાં ઉતાવળ નહોતી, પરણીને પરબારાં સર્વ સ્વજનોથી દૂર કોઇ ચોર વા બંડખોરની માફક એકલ વિલાસ માણવા નહાસી જવાની એ વિધિમાં જગ્યા નહોતી. ધીરે ધીરે એ કુમાર કુમારીનાં અંતઃકરણોને એક દુનિયામાંથી અન્ય દુનિયામાં ઉપાડી જવાની એ સ્નેહ-નૌકા રચાયલી હતી. ત્યાં ખાનપાનના સમારંભો સામે વર-કન્યાના ઉપવાસ પણ છે; વસ્ત્રાભૂષણના ઠાઠ માઠ સામે શ્વેત પાનેતરના વલ્કલ શા સાધુવેશ પણ છે; ત્યાં તેલસીંચન, સુગંધી પીઠીનાં મર્દન, અને સુખકારી સ્નાન છે, તો આદિત્ય-રાંદલ સરીખાં તેજસ્વી અને પરિશુદ્ધ દેવયુગલની સાક્ષી પણ હાજર ઉભેલી કલ્પાઇ છે; ત્યાં માનવ-મેદનીની હાજરી છે, તો તે સઘળી મેદનીની વચ્ચે જ વર-વધુનો પ્રથમ પ્રેમલ હસ્ત-મેળાપ પણ છે; એક બાજુ સમાજની લાજ મરજાદ છે તો બીજી બાજુ હથેવાળા વાટે પરસ્પર દેહ-વિજળીના ચાલતા મધુર સંચાર પણ છે. દૂધેભરી થાળીમાં બન્ને હાથ કોડીની રમતો રમી રહ્યા હોય તો તે સામે ગોત્રીજ દેવની પાપ-ડારતી જ્યોત પણ બળતી રખાયલી હોય છે; સહુના દેખતાં વર-વધુનું પહેલી જ વારનું સહભોજન પણ ત્યાં જ છે. તો સામે અગ્નિદેવની ચોકી પણ ત્યાં જ ઉભી હોય છે. પતિની સાથે ચાલ્યા જવાના ઉલ્લાસની સાથોસાથ જ પિતામાતાથી જૂદા પડવાના મર્મવેધક પ્રસંગો પણ ત્યાં જ ખડા છે. પુરોહિતના ધર્મ-મંગલ મંત્રોચ્ચારની જોડાજોડ જ સગાં વ્હાલાંના મીઠા પરિહાસ ત્યાં ચાલે છે: શરીર-વૈભવની વચ્ચે ધર્મના મંગલ ઘંટારવ ત્યાં સતત બજતા સંભળાય છે. વિવાહિત જીવનના વિહાર-સરોવરમાંથી પાણી ગ્રાહક મારીને બાહાર ન વહ્યાં જાય તે માટે ચોપાસ કર્તવ્યની પાળ બંધાઇ જાય છે.

## લગ્નગીતોની સર્વદેશીયતા

એમાંથી જ કવિતા ઉઠી છે. ને કવિતા લગ્નમાંથી ન જાગે તો પછી બીજે ક્યાંથી જાગે? સર્વ કાવ્યોનું મહાકાવ્ય તે લગ્ન: સર્વ રસનું સાચું ઝરણ ને જીવનના સર્વ રૂધિરની ધોરી નસ તે આ લગ્ન: એમાંથી કવિતા જાગી. પણ એ તો સરિતા જેવી જાગી. કોઇ એકાદ બગીચાના નાના નળ જેવી એ નહોતી: એકાદ કોઇ બાગેલ ગણેલ કે પ્રેમની પોપટીયા વાણી ગોખેલ

યુગલને સંતોખવા અથવા દેખાડો કરવા માટેની એ 'રસ' શબ્દના અતિરેકે ઉભરાતી કવિતા નહોતી; એ તો ન્હાનાં મોટાં ને ઉંચા નીચાં તમામ ખેતરોમાં રેલી જનારી સર્વસ્પર્શી કાવ્ય-સરિતા રૂપે જ રેલી હતી. એ કવિતાએ તો રાયથી લઇ રંક સુધી તમામ વરકન્યાને એક જ સરખી રીતે લાગુ પડી મનધાર્યા મનોભાવ જગાવે તેવાં શબ્દચિત્રો આલેખ્યાં. એ કવિતામાં તો માતપિતા, ભાઇ બ્હેન, સાળા બનેવી, વગેરે સર્વ કુટુંબીઓને સ્થાન મળ્યું.

એ એની એક પ્રકારની સર્વદેશીયતા: બીજી સર્વદેશીયતા ને એના ભાવ મિશ્રણની-કહો કે ભાવોના એકીકરણની. એટએટલી કુલમરજાદમાં મૂકાયેલા એ સમાજ જીવનની વચ્ચે થઇને પણ સંવનનનો કેવો એક જ ધારો અખંડિત સૂર ચાલ્યો આવેછે! છૂટાં છવાયાં, જૂદી જૂદી વિધિઓ વખતે ગવાતાં એ ગીતો મોટે ભાગે તો ખુદ વિધિની કાંઇ અર્થવાહકતા ઉઘાડી કરવાને બદલે જાણે કે છાનાંમાનાં વર-વધુના જ પ્રેમાલાપની અથવા સંદેશાની, સાંત્વનની અથવા સમુલ્લાસની વાણી ઉચ્ચારેછે. જાણે કે કવિતા પોતે કોઇ પ્રેમસખીનો પાઠ ભજવતી, છુપી છુપી, અન્ય પ્રસંગોની ઓથે રહીને વરવધુના મનમેળના પ્રયાસો આદરેછે.

### આખી કથા

એ પ્રેમસખી થનારી કવિતાનું સ્વરૂપ કેવું છે? એના આખા પ્રયાસની વિલક્ષણતા શી છે? આ પુસ્તકમાં એનું સ્વરૂપ કંઇક આવી રીતે નકકી કરવામાં આવ્યું છે. છૂટાં છવાયાં, પ્રાસંગિક વા અપ્રાસંગિક, ગાવામાં આવતાં એ પોણોસો સો જેટલાં ગીતોમાં જાણે કોઇ ગુપ્ત સંકલના વ્હેતી માલુમ પડેછે. જાણે કે કોઇ બે વર-કન્યાનાં ભાવના-લગ્નની સળંગ એક વાર્તા વર્ણવાતી દેખાયછે. બે યુવાન સ્ત્રીપુરૂષ જીવનમાં પ્રથમ વાર

**દૂધે તે ભરી રે તલાવડી, મોતીડે બાંધી પાળ**
**ઇસવર ધોવે ધોતીયાં, પારવતી પાણીડાં જાય**

એ સ્થિતિમાં કોઇ જળાશયને તીરે મળ્યાં, પરસ્પર મન ઠર્યાં અને

**પળવા તે ધોજો ઈસવર ધોતીયાં, છંટાશે મારાં ચીર**
**અમ ઘેર દાદોજી રીસાળવા, દેશે માતા મોરી ગાળ**

એવા લગાર ફફડાટ પછી

**નહિ તારો દાદોજી રીસાળવા, નહિ દેશે માતા તારી ગાળ**
**આપણ બેઉ જણ પરણશું, વશાખ મહિના માંય**

એવા પરસ્પર પરણવાના કોલ દેવાયા. ત્યાંથી માંડી, કન્યાએ જળભરી આંખડીએ ચિંતાતૂર પિતા પાસે

એક ઉંચો તે વર નો જોજો રે દાદા
ઉંચો તે નત્ય નેવાં ભાંગશે !

.........................................

એક કડ્ય રે પાતળીયો ને મુખ રે શામળીયો
તે મારી સૈયરે વખાણીયો

એવા પોતાની પસંદગીના મધ્યમ કોટિના પુરૂષ સાથે પરણવાની આકાંક્ષા બતાવી, પુરૂષે પણ ઘેર જઇ

લાંબી તે લાંબી સરવરિયાની પાળ
એ રે પાળે રે મોતી નીપજે

મોતી તે લાધ્યું ...ભાઈ વર હાથ
ઘેરે રે આવીને ઝગડો માંડિયો

દાદા મોરા મૂજને પરણાવ
મૂજને પરણ્યાની દાદા હોંશ જો

એવી રઢય લીધી : બન્નેને પિતામાતાએ અનુમતિ દીધી. વેવીશાળ થયાં, ગળીયા ગોળ વ્હેંચાયા, લગ્ન માટે

ઘડીએ ઘડીએ લાડણુ વહુ કાગળ મોકલે
રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ
તારાં ઘડીયાં લગન રાયવર વહી જશે !

એમ કન્યાએ પોતે જ પોતાના સુંદર વરને વ્હેલા વ્હેલા ઝટ આવવા માટે ઘડીએ ઘડીએ કાગળો મોકલ્યા. વરે પણ વિનોદ કરીને સામા

હું તો કચરાની ચોરીએ નહિ પરણું
ઘડીએક વ્હેલો પરણીશ
બ ઘડીએક મોડો પરણીશ
હમણાં હમણાં ત્રાંબાની ચોરી નીપજે

અથવા તો

ચેતર વૈશાખના તડકા રે પડશે
ઘોરાં બળદના પગ રે તળવાશે
ગોરા જાનૈયા રજે ભરાશે
ગોરી જાનડીઓ શામળી થાશે
ભાઈ રે ...ભાઈનાં ફુલડાં કરમાશે

એવા ઉર્મિભર્યાં ઉત્તરો પાઠવ્યા. પંદર દિવસ પરોઢે મીઠાં મંગલ પ્રભાતીયાં સાંભળતો, કાગાનીંદરમાં સુમિષ્ટ સ્વપ્નાં જોતો, હેમવરણી પીઠીનાં મર્દન લેતો, મેઘવરણા વાઘા પહેરી કેસરભીનાં છાંટણાં વડે શોભતો, ઘોડીને આગડે પગ દઇ કન્યાને નોતરે જવા નીકળતો પુરૂષ

કીયે ગામ ગડ્યાં રે નિશાન
કીયા ગામને પાદર મોરી રાજવણ
તંબુ તાણીયા રે

એવા ડેરા તંબુ નાખીને સાસરવાસી ગામને પાદર મુકામ કરે છે. લેહર માંડવેથી 'ચોળ ચુંદડી'માં સજ્જ થયેલી વધુ જોઈ રહી છે કે

આવે આવે રે વાસુદેવનો નંદ
પૂનમ કેરો ચંદ
દીવા કેરી જ્યોત
વીવા' કેરી વરખ
કે વર આવ્યે અંજવાળાં રે

એવાં અજવાળાં પાથરતો વર આવે છે. એટલેથી સંતોષ ન પામતાં

ઉંચા ઉંચા મોલ મારે ઘર રે વીવાતા
એથી ઉંચેરા ગઢના કાંગરા રે
કાંગરે ચઢીને બેની ...બા જોશે
કેટલેક આવે વરરાજીયા રે

કાંગરે ચડીને નિહાળે છેઃ દાદાજીની મેડીએ, કાકાની મેડીએ, નિકટ ને નિકટ આવતી આવતી નિહાળે છેઃ અન્ય સગાં સંસારી આંખે વરરાજ્યા, વર રૂપલા, વર લાડકા, વર હોંસીલા, વગેરે કહી વખાણે છે, પણ પોતે તો

" અમે જોયા ચતૂર સુજાણ
છત્રીસ વાજાં વાગીયાં "

એમ વરની ચાતુરી પર જ નજર ઠેરવે છે. વરરાજા પણ

સીતાને તોરણ રામ પધાર્યા
લેજે પનોતી પેલું પોંખણું

એ રામસીતાના મનોભાવથી રંગાતો પોંખાવા આવે છે. અને

ઢોલ ઢમકયાં ને વરવહુના હાથ મળ્યા
જાણે ઈસિવર પારવતીના સાથ મળ્યા

જગત્પિતા ને જગદમ્બાની જોડલીનું સ્મરણ કરાવતો એ હસ્ત મિલાપઃ આવતી કાલે માવતરથી વિખૂટાં પડવાનું છે એ વાતના અફસોસમાં પુત્રીની

અમે રે લીલા વનની ચરકલડી
ઉડી જાશું પરદેશ જો

આજ રે દાદાજીના દેશમાં
કાલે જાશું પરદેશ જો

એક તે પાન દાદા તોડીયું
દાદા નો દેજો ગાળ જો

એવી આશિયાળી, દયામણી મનોદશાઃ પિતા પાસે પહેરામણી માગતી પુત્રીનું

સંપત હોય તો દેજો દાદા મોરા
હાથ જોડી ઉભા રેજો!

હાથ જોડી ઉભા રેજો દાદા મોરા
જીભડીયે જશ લેજો!

એવું રૂદનભીનું વર્ણન: ઘૂંઘટની અંદર છાના વિલાપ કરતી પ્રિયાને

આછેરૂં કંકુડું ઘોળ્યે રે લાડી
આછેરી પીળ્ય કઢાવું!

તારા બાપનાં ઝૂંપડા મેલ્ય રે લાડી
દાદાજીના મોલ દેખાડું!

એવાં સ્વામી તરફથી અપાતાં પ્રલોભનો : અથવા એથી પણ અધિક

**મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં રે**
**મેં તો કાચનાં જડિયાં કમાડ રે હો લાડડી!**
**હજી રે સમજ મારી કોયલડી.**

એવાં, આ વિવાહ પરત્વેનાં પોતાનાં વસમાં વીતકોનો ચિતાર દેતાં મર્મગામી આશ્વાસન: તે પછી વિદાય થતી પુત્રીને સ્વજનો તરફથી

**ડેલી વળામણ મારા દાદાજી, દીકરી ડાયલાં થાજો!**
**હૈડે તે જડશું સોના સાંકળાં, મનડાં વાળીને રે'જો!**
**સસરાનો સરડક ઘુમટો, સાસુને પાયે તે પડજો!**
**જેઠ દેખી ઝીણું બોલજો, જેઠાણી વાદ ન વદજો!**
**નાનો દેરીડો લાડકો, એનાં હસ્યાં રે ખમજો!**
**નાની નણંદ જાશે સાસરે, એનાં માથડાં ગૂંથજો!**
**માથાં ગૂંથીને લેજો મીઠડાં, એનને સાસરે વળાવજો!**

એવી કરૂણાર્દ્ર શીખામણો: એવી શીખામણો પામીને વધુ પતિને ઘેર પહોંચી. પીયરના વિરહની વેદના શમી ગઇ. દંપતિ-જીવનના પ્રથમ પૂર્ણોદયની પહેલી રાત્રિયે

**હા હાં રે હમલી, લીલી ડાંડીનો ઝમરખ દીવડો**

એવો ઝમરખ દીવડો લઇને નવવધુ રૂમઝુમતાં મેડીએ ચડયાં. પ્રશ્ન પૂછાય છે કે

**વગર તેડયાં ગોરી શીદ આવ્યાં!**

છલ છલ શૃંગાર–નીતરતો ઉત્તર મળે છે: નિર્મલ શૃંગારની લહરીઓ વાય છે:

**પાતળિયા પગ ચાંપવા આવ્યાં!**
**આછી પછેડી ઓઢવા આવ્યાં!**

પ્રિયતમના પ્રેમની એવી આછી પછેડી ઓઢી લઇ, સુખનિદ્રામાં પોઢેલી કુલવધુએ ગહન મીઠાં સ્વપનાં દીઠાં, સ્વામીએ એ સમસ્યાભર્યાં સ્વપનાંના સુંદર અર્થો બેસાડયા: કુલવધુએ પોતાના એવા ચતુર સુજાણ સ્વામીની શરણાગતિ પુકારી:

**હું તો મારગડાની ભુલી રાજ બંદલા!**
**મને મારગડો દેખાડો રાજ બંદલા!**

 

એક વાર એ મારગડો–એ કર્તવ્યનો પંથ ભુલાયો પણ બતાવવામાં આવ્યો :

**શ્રી પરભાતને પો'ર દેવકીએ દાતણ માગીયાં**
**માગ્યાં વાર બે વાર રૂખમણીએ શબદ ન સાંભળ્યો**

મોહવશ મનોદશામાં અન્યમનસ્ક બનેલી વહુવારૂએ એ માગણી ન સાંભળી. ચિત્ત કેવળ ઉપભોગની લ્હેરમાં ડોલતું હશે ! કર્તવ્ય ચૂકાયું. ને સ્વામીદેવે એ 'મારગડાની ભૂલી' સ્ત્રીને માર્ગ દેખાડયો :

**મારા નાનેરા બળભદ્ર વીર, ગંગાને કાંઠે ઘર કરો !**
**ત્યાં કાંઈ રાખોને રૂખમણી નાર, માતા–વચન શીદ લોપીયું**

એ નિષ્ઠુર કર્તવ્ય કરતાં પણ પોતાની અનન્ય પ્રીતિનું કરૂણાર્દ્ર વચન:

**ગોરી તમે મારા હૈયાનો હાર, માતા–વચન કેમ લોપીયું !**

* • • *

**રાખીશ રાખીશ માસ છ માસ, છઠ્ઠે માસે તે તેડાં મોકલું**

એમ સહદુઃખી બનીને સજા દેવાની, સીતાપતિનું સ્મરણ કરાવતી કર્તવ્ય–ભાવના પ્રગટ થાય છે. અને આખરે લગ્ન–જીવનનું શ્રેષ્ઠ ફળ પોતાના ઉદરમાં ધારણ કરીને પીયર પળતી પત્નીનું છેલ્લું દશ્ય : જાણે માવતરની કુંજની કોયલ આવી :

**કાળી શી કોયલ શબદે સોહામણી**
**આવે રે કોયલ આપણા દેશમાં**

એવી સોહામણી કોયલને સખીઓએ સનસ્યાયુક્ત પ્રશ્ન પૂછયો :

**કેમ કરી કોયલ એ વન વાસ્યાં ?**
**કેમ કરી સૂડો રાણો રીઝવ્યો !**

ઉત્તર પણ મોઘમ જ મળ્યો:

**આંબા આંબલિયે એ વન વાસ્યાં ?**
**ટૌકલે સૂડો રાણો રીઝવ્યો !**

પછી સ્પષ્ટ પૂછાયું:

**કેમ કરી બેની બા એ ઘર વાસ્યાં ?**
**કેમ કરી નાહોલિયો રીઝવ્યો !**

અને લગ્ન–જીવનની લોક–કલ્પેલી મનોરથસિદ્ધિ દાખવતો જવાબ નીકળ્યો કે

દીકરા દીકરીએ એ ઘર વાસ્યાં
નેણુલે નાહોલિયો રીઝંચો

સંતતિ–જનન અને નયનનીતરતી પ્રીતિ : એ બે જીવન–સાફલ્યનાં અંગો : અથવા

ઓરડા ઓસરિયે એ ઘર વાસ્યાં
છોરૂડે નાહોલિયો રીઝંચો !

પરણેતર તો જનનને કાજે : જગત્પિતા સમીપની એ લોક–કલ્પેલી અમૂલખ ભેટ : સૃજનના મહિમાનું એ સાર્થકપણું : લગ્નના આશયની એ અસલ મનાયલી પૂર્ણાહૂતિ : આજે ભલે એ ભાવના આદર્શભ્રષ્ઠ થઇ હોય.

એક જ યુગલની જીવન–યાત્રાનું જાણે વૃત્તાન્ત કહેતી કહેતી કવિતા આટલી આટલી ભૂમિકાઓ ઓળંગાવતી આપણને આંહીં સુધી લઇ આવે છે. લગ્ન–ગીતોની એ સંકલના–બદ્ધ યોજના આ પુસ્તકમાં સંપાદકની પોતાની જ જવાબદારી પર ગ્રહણ કરવામાં આવી છે. લોકપ્રોરણે નક્કી થયેલ સ્નેહ–લગ્નનો સળંગ ઇતિહાસ એમાં પ્રતિબિમ્બિત થયેલો જોઇ શકાશે.

### લોકગીતની વાસ્તવિકતા

આવું ભાવના–લગ્ન લોક–જીવનમાં કયાં યે કદિ યે પ્રવર્તતું હતું ખરૂં ? કે કેવળ કાવ્યમાં જ એનાં ભભકભર્યાં ચિત્રો ખડાં કરી, લોક સમૂદાય પોતાના ઉઘાડેરા અસંતોષભર્યા જીવનમાં એક જાતની ઉણપ હતી તેને પૂરી લેતો ? લોક–જીવનમાં શું હતું કે શું નહોતું તે પ્રશ્ન આપણે સમાજ–શાસ્ત્ર અને સમાજ–ઇતિહાસના અભ્યાસીને માટે જ રાખી મૂકીએ. અમુક યુગના પ્રજાજીવનનો ઇતિહાસ ઉકેલવા માટે તે સમયે સૃજાયલું સાહિત્ય સાક્ષી રૂપે વપરાય છે તેટલું આપણે જાણીએ છીએ. એ સાહિત્યને સામાજીક જીવનનું પ્રતિબિમ્બ લેખવાનો સીરસ્તો લાંબા સમયથી ચાલ્યો આવે છે. અને આપણે એટલું ઉમેરી પણ શકીએ કે અન્ય સાહિત્ય તો સમાજનું ચિત્ર ઝીલે વા ન યે ઝીલે,–ચિત્ર ઝીલવાની મુખ્ય દૃષ્ટિ એ સાહિત્યના સર્જકની હોતી નથી–એ પોતાની એકલાની, અથવા અમુક ટુંકા સમૂદાયની જ જીવન–કથા વા કલ્પના હોઇ શકે, પરંતુ લોક–સાહિત્ય તો એના સ્વભાવે ને લક્ષણે કરીને સર્વે દેશોમાં સમાજ–જીવનના જ સૂરો કાઢતું–એનાં જ ચિત્રો ખેંચતું મનાયું છે. કોઇ બહુન

કલ્પના શક્તિ નહિ, કોઇ મિથ્યા કાવ્યપુંજમાંથી આનંદ લઇ લેવાની એકાકી રસવૃત્તિ જ નહિ, પણ સમાજ–જીવનની ઉર્મિજનક વાસ્તવિકતા જ આ લોકસાહિત્યની પ્રથમ પ્રેરક હોય છે. એટલે જેમ સાસુ–વહુ કે સ્ત્રી–પુરૂષની કરૂણાજનક કલહ–ઘટનાઓ આલેખતાં ગીતો પરથી આપણે તે યુગના ગૃહ–કલેશનાં અનુમાનો પર દોડયા જઇએ છીએ, તેમ ન્યાયને ખાતર આપણે આ 'લગ્ન–ગીતો' જેવા સંસ્કારી સાહિત્યની પાછળ પણ કોઇક એવી રમ્ય વાસ્તવિકતા ઉભી હોવાનું કબુલ રાખવું ઘટે છે. એ ન્યાયતુલા આપણને એવી માન્યતા પર દોરે છે કે લોકદૃષ્ટિમાં કોઇ સાચેસાચ બનેલા ભાવના–લગ્નની જ આ ગીતોમાં તસ્વીર પાડવામાં આવી છે, ને એ સાહિત્ય કેવળ કોઇ કલ્પનાવિહારી કવિનું નીપજાવેલું અવાસ્તવિક ચિત્રપટ નથી.

## સ્નેહલગ્નની સંભાવના

પરંતુ તે તો આપણે સમાજ–ઇતિહાસના પ્રદેશને સોંપીએ. ઘડીભર માની લઇએ કે લોક–જીવનમાં આવા ઉન્નત બનાવો બનવા અસંભવિત જ છે! વર–કન્યાની સ્વતંત્ર પસંદગીની તે વાત જ ત્યાં શી હોઇ શકે? લાકડે માકડું જોડી દેનારાં માબાપો તે વળી પોતાનાં સંતાનોની સ્વયંવર–પ્રથામાં પોતાની સંમતિ જ શી રીતે નોંધાવે? કન્યા પોતાના બાપને સલાહ આપે, પોતાના સ્વામીને પરણવા આવવાની કંકોત્રી લખે, એ તે શું સંભવની વાતો છે? સ્નેહલગ્નના છેલ્લામાં છેલ્લા શોધાયલા નવાયુગના આદર્શો તો પશ્ચિમમાંથી આવેલા છે. અથવા એ લગ્નભાવના તો કવિ ન્હાનાલાલને ખાતે જમા થવી જોઇએ, તેને બદલે તમે શું આ યશ એ અંધકારમય મધ્યયુગનાં અડબૂત માનવીઓને અર્પણ કરતાં શરમાતા નથી? એ ટાયલાંમાંથી આવી સત્ય ઘટનાઓ ઉકેલવા જતાં શું તમે તમારી નરી પુરાણપ્રિય ઘેલછાનું જ પ્રદર્શન કરતા નથી? વગેરે વગેરે મેણાંના હુમલા લાવનારાઓની સામે વાદમાં ન ઉતરતાં એ પ્રશ્ન એના ખાસ અભ્યાસીઓને સોંપીએ.

## સાચો સંકેત

છતાં એક વાત તો ઉભી જ રહેછે: પ્રશ્ન ઉઠેછે કે તો પછી શા હેતુથી આવાં સ્નેહલગ્નનાં પ્રબલ આંદોલનો જગાવનારાં ગીતો રચવામાં આવ્યાં? રચ્યા પછી પણ એને એક સાહિત્ય–ભેટ તરીકે, કોઇ થોડા ઘણા રસિકજનોના રસ–ડોલનને કાજે અલાયદાં રાખી મૂકવાને બદલે પ્રત્યેક વર્ષે કે છ માસે, રાયથી રંક સુધી પ્રત્યેક કુટુંબના લગ્ન વખતે, ગાઇ શકે તેવી પ્રત્યેક સ્ત્રીના કંઠે, બરાબર કોઇ હેતુપૂર્વકની યોજના હોય એવે સ્વરૂપે શા માટે આ આખા ગીત–સાહિત્યને પ્રવાહી બનાવી વ્હેતું મેલી દેવામાં આવ્યું? શા માટે એ પરમાણુંઓને આવી ચીરંજીવ પાંખો આપી ન્હાનાં

મોટાં પ્રત્યેક બ્હેનોને અંતરેથી એના પડઘા જગાવવાની પ્રથા પડી? એ પ્રથા પાછળ કોઇ ગંભીર સંકેત તો હશે ખરો ને? હોવો જ જોઇએ: કાં તો

૧. ગીતોમાં મૂકાયલી ભાવના એજ લગ્નનો આદર્શ હોય. તેથી એ લગ્નકાળે વાસ્તવિક પરિસ્થિતિ ચાહે તેવી ચાલતી હોય, છતાં ગવાય તો આદર્શોની જ ગાથા: એટલે કે તે સમુદાય આવા મર્યાદામય સ્નેહ-લગ્નને આદર્શ રૂપે પૂજતો આરાધક હતો. અથવા તો

૨. માનસશાસ્ત્રની કોઇ મજબુત વ્યવહારદષ્ટિ આ ગીતોની સાચવણ પાછળ ઉભી હતી: કેવી રીતે? એ રીતે કે પરણનાર સ્ત્રી પુરૂષને, પરણતાં પરણતાં એ પંદર વીસ દિવસો દરમીઆન, સ્નેહલગ્નની, સંવનનની, કરૂણાર્દ્રતાની, કુટુંબ-ઋણની, વાત્સલ્યની-એવી એવી જેટલી બની શકે તેટલી ભૂમિકામાંથી માનસિક રીતે પસાર કરાવી જવાં જોઇએ. કે જેને પરિણામે વાસ્તવિક રીતે તો પોતાની સંમતિ વિના કેવળ વડીલોના નિર્ણયને આધીન બનીને જ જોડાતાં છતાં, એ યુગલ એ પંદર વીશ દિવસની ગીત-સૃષ્ટિમાંથી મીઠા શ્વાસોચ્છ્વાસ લઇને મનોરાજ્યની અંદર તો એ ગીતોની જ ઉન્મુક્ત ઉર્મિઓનો અનુભવ કરી કાઢે, અને પરસ્પર મોહિત બનીને જ મુક્ત મને પરણતાં હોય તેઓ આંતરિક મીઠો ઉમળકો માણી શકે. પરિણામે શું ફાયદો મળે? મનના સંકોચ, અન્યોન્ય અજાણપણાના ઉચાટ, સામસામા અણગમાના સંશયો, પારકાંના નિર્ણયનું દબાણ, ઇત્યાદિ બોજ અંતઃકરણ પરથી સરી પડે. કાવ્યદેવી જાણે કોઇ જીવંત પ્રેમસખીનો પાઠ ભજવતી પરસ્પર બે અજાણ્યાં હૈયાંનો મેળાપ કરાવે, નેત્રોમાં અમૃત આંજે, હૃદયમાં મોહિની છાંટે, રોમેરોમમાં પ્રીતિનો આવેશ પ્રજળાવે, ને છતાં મરજાદ, મંગલતા, વિશુદ્ધિ, દેવસાક્ષી, ધર્મ વગેરે ન ચૂકવા દે; દિવસ રાત્રિનું નિઃશબ્દ સુંદર સંમીલન નીપજાવે. એવો કંઇક હેતુ હશે?

## કરમાતી વાડી

એમ શા માટે ન હોય? અને ઘણા સમય સુધી એ ફળીભૂત પણ થયો હશે. લોકસાહિત્યનાં અન્ય બધા છોડવા કરતાં આ લગ્ન-ગીત રૂપી આસોપાલવનાં મૂળ ઉંડાં ઉંડાં, સહુથી ઉંડાં રોપાયાં હશે. નહિ તો આજ સુધી પણ એ વૃક્ષ પોતાનાં ડાળ-પાંદડાં સમેત આજના યુગની ખારી બનેલી ભૂમિમાં ખડું રહેલું આપણે ન જોવા પામત.

બેશક આજે એ વૃક્ષને નવો ફાલ આવતો બંધ થયો છે. નવી ટશરો ફુટતી નથી. રાતી કૂંણી કૂંપળો બેસતી નથી. એ આંબે તાજા મ્હોર નીકળતા નથી. અને જૂનાં જે ડાળ પાંદડાં છે તે પણ કરમાઇને સૂકાવા લાગ્યાં છે. એની લીલુડી મીઠપ જતી રતી છે. આજે તો કેવળ રૂઢીની ઝડ પેસવાને

કારણે એ જૂનાં ગીતો દિવસ રાત આરડી આરડીને કોકિલકંઠી સ્ત્રીઓ પોતાનાં ગળાંને સોઝા ચડાવે છે. જૂના લગ્નની બધી રીતિઓ ને વિધિઓ જેમ જટિલ જણાય છે, જૂનાં લુગડાંના ઢગલા ને અલંકારોના થથેરા જેમ બોજારૂપ બની ગયાં છે, જૂના સ્નેહ–મમતા જેમ આજે શિષ્ટાચાર અને દભમાં પરિણમ્યાં છે, તેમ આ ગીતોની એક વાર મંદ મધુર મ્હેકતી ફુલ-વાડી પણ આજે ઉજ્જડ વેરાનની અવસ્થાએ ઉતરી ગઇ છે. ગાનારાં એક જ સામટાં ગળાં ભરડીને ગાય છે, એક ગાય ને અન્ય સહુ ઝીલે તે પદ્ધતિમાંથી મળતી વિશ્રાંતિ અને એમાં સ્વયંભૂ ઉદ્ભવતિ ઉર્મિને આ લગ્નગીતો ગાવાની પ્રથામાં અવકાશ નથી. એના અર્થો સમજવાની તો શું પણ સ્પષ્ટપણે શુદ્ધ અશુદ્ધ શબ્દ–રચના તપાસવાની પણ કોઇને ખેવના નથી. પુરૂષો તો પ્રકૃતિથી જ સ્ત્રીઓના સાહિત્ય તરફ બેદરકાર રહ્યા, એટલે તેઓ ભાગ્યે જ એ ગીતોના મર્મ તપાસવા થંભ્યા છે. પુરૂષોને મન કેવળ એક જ ભ્રમણા પેસી ગઇ છે કે આ વેવલી સ્ત્રીઓ ભેગી મળી કેવળ વડી પાપડનાં ટાયલાં જોડકણાં, અથવા તો મશ્કરીનાં બેમરજાદ ફટાણાં જ ગાય છે !

**ફટાણાં**

નિર્મળાં મીઠાં નીરની એક નદી અનેક ગામોને પાદરથી ચાલી જાય છે. પણ બધાં ગામનાં ગામલોકો એકસમાન રસવૃત્તિનાં નથી હોતાં. કોઇએ એ પ્રવાહને કાંઠે આંબાવાડિયાં ને ફુલવાડીઓ ઉછેર્યાં, તો કોઇએ એના પટની અંદર ચીભડાંના વાડા ઉગાડી પાણીને રૂંધી રાખ્યું. કોઇએ રૂપાળા ઘાટ આરા ચણાવી એની પાળે દેવાલયો બાંધ્યાં, તો કોઇ માછીમારોના ગામડાએ પાણી ગંધવી માર્યું. કોઇએ પ્રભાતની પૂજાનાં પુષ્પો અથવા ઘીના દીવા એ પ્રવાહમાં તરતાં મેલ્યાં, તો કોઇએ પોતાની ગંદકીની ગટરો જ એમાં ઠલવી દીધી.

લોક ગીતોની–લોક સાહિત્યની પણ આવી એક સરિતા જ વહે છે. લોક કાવ્યો રચવાનું કે લોકવાર્તા યોજવાનું સંસ્કાર–ઝરણું અસલથી જૂદા જૂદા યુગો વાટે જૂદી જૂદી જનતાનાં જીવન સોંસરવું થઇને ચાલ્યું જાય છે. કોઈ એકાદ વ્યક્તિ, એકાદ સમુદાય, કે એકાદ સમયનાં રચેલાં એ ગીત વાતો નથી. કાવ્ય રચનાની તાકાત અને વૃત્તિ અલબત સહુ સમુદાયોમાં હતી. કાવ્યોર્મિને જાગૃત કરનારા અવસરો પણ સહુને માટે ચાલ્યા આવતા. પછી તો એ અવસર મળતાં જે સમુદાયની જેવી અભિરૂચિ હતી તેવી કાવ્યરચના એણે નીપજાવી કાઢીને પરંપરાની ગીત–સરિતામાં વ્હેતી મૂકી દીધી. એટલે રસવૃત્તિ હીન થતી ગઇ હશે તેમ તેમ

પરિહાસ પણ ઉતરતો ગયો હશે. એમાંથી પ્રથમ જરા બુદ્ધિશાળી કે માર્મિક વિનોદગીતો જનમ્યાં હશે. પછી વળી વધુ સ્થુળ, ઓછો માર્મિક ને કરૂચિમય હાસ્યરસ પેદા થયો હશે. અને પછી છેક જ અધમતામાં અને અશ્લિલતામાં એ પરિણમ્યો હશે. પરિહાસ, નર્મ રસ, માર્મિકતા, વિનોદપ્રિયતા, એ બધાં તો બેશક જનસ્વભાવનાં જ અંગો છે. સાહિત્યમાં એ પ્રકૃતિનો મહાન ફાળો છે. એ વગર સાહિત્ય એકપક્ષી અને અને ફીક્કું જ થઇ પડે છે. અને લોક—પ્રકૃતિનું નિખાલસ પ્રતિબિમ્બ હોવાથી એ પરિહાસ ગીતોમાં ઉતર્યા વગર રહી જ ન શકે. એટલે પ્રથમ તો એમાં અત્યંત નિર્દોષ નિર્મળ નર્મરસ જ ઝલક્યો હશે. દાખલા તરિકે,

પેલી પીઠી ચડશે રે જીયાવરને
ઉતરતી ચડશે રે ઓલી છોડીને

અથવા બનેવી કે વેવાઇનો વિનોદ કરવાની આપણી કુદરતી વૃત્તિ પ્રમાણે

વચ્ચે રે મારે બેનડ બાઇની વેલ્યું
કે માફા ઝળકે મશરૂ તણા.
વાંસે રે મારે ભટ્ટજી પૂરબીયા
કે કમર બાંધીને ખાસડ ખડખડે

એ મુજબ, લગ્ન પર આવેલ બ્હેનના પતિનું ટીખળ કરવાની સહજ વૃત્તિ જરા વધુ ઘાટા રંગો પૂરીને એક ચિત્ર જન્માવે છે:—

આલા લીલૂડા વાંસ વઢાવો રે
તેની નાનો શી ટોપલી ગૂંથાવો રે
ટોપલી આપો બેનીબા વર હાથ રે
ગોલો વેચી સાટીને ઘેર આવ્યો રે
ઓરડે ઉભાં બેનીબા લેખાં લે છે રે
તમારા દાદાને ઘેર હતા વીવા રે
અરધી રાતનાં દળણાં દળાવ્યાં રે
પાછલી રાતનાં પાણીડાં ભરાવ્યાં રે
સૂરજ ઉગ્યે દાતણીયાં નખાવ્યાં રે
પો'ર દી ચડયો ને છોરૂડા પખળાવ્યાં રે
અમને આવડલી વાર ત્યાં લાગી રે!

આટલે સુધી તો વિનોદ નિર્દોષ છે. પ્રકૃતિગત છે. જીવનમાં એ જ વસ્તુ જૂદે જૂદે સ્વરૂપે સર્વત્ર દર્શન દે છે. પરંતુ તેથી આગળ ચાલતાં જે દુર્ગંધ મારતો પ્રદેશ આવે છે, તે ફટાણાંનો પ્રદેશ. એમાં કુસંસ્કાર છે, મર્મ નથી:

તારી તે માની લાડકી
તારાં લૂગડાં ઉતારે છે કોણ રે
ઉડણ ભાંડણ ભૂંડતી
જાણી શેઠાની શિયાળ રે

અથવા એથી વધુ કુરુચિમય

લાડી લાડો જમે રે કંસાર, લાડીની માડી ટળવળે રે
દીકરી મને આંગળી ચટાડ, કંસાર કેવો ગળ્યો લાગે રે
માડી તું તો પરણી છો કે નહિ, કંસાર નવ સાંભરે રે

આવી હીન રૂચિનું મોજું સર્વત્ર આવ્યું હશે. સૂરતી ગીતોમાં પણ

વેવાણ ઉતરની તું હેઠી રે, તારા પેટે પડી છે બેટી રે
તારા ચૂલા પછાડી ગારો રે, તને દીકરી જણ્યાનો વારો રે
તું તો દીકરી જણી જણી થાકી રે, આંબાની કેરી પેઠે પાકી રે

એટલું જ બસ નથી. કન્યાની વિદાય જેવા મર્મવેધક પ્રસંગે જે આવું ફટાણું ગવાય તો તો એ બહુ ઘાતકી કહેવાય :

તારાં ઢીંગલાં પોતીયાં લેને લાડી ચાલ હવે વેહેલી
મારૂં સાજન ખોટી થાય રે લાડી ચાલ હવે વેહેલી
તારો ભાઇ ભઠીયારો રે લાડી ચાલ હવે વેહેલી
તારી બેન ચેણ રે લાડી ચાલ હવે વેહેલી
તારી મામી માછેણ રે લાડી ચાલ હવે વેહેલી
તારી કાકી કોલણ રે લાડી ચાલ હવે વેહેલી

આવાં ફટાણાં જ્યારે ગામડાંમાં લગ્ન વખતે માંડવાની નીચે જ સામસામાં રહીને બન્ને પક્ષની સ્ત્રીઓ ગાય છે, ત્યારે એ સામસામી ગાળાગાળી અને વઢવાડનું જ સ્વરૂપ ધરે છે. અનેક કુરૂઢી માંહેલી એ એક કુરૂઢી છે. એ ક્યારે પેસી ગઇ તે શોધવું સ્હેલ નથી. રસ સાહિત્યમાં એને સ્થાન નથી. સંગ્રહ તરીકે જે પુસ્તક તૈયાર થતું હોય, તેમાં તો સર્વદેશીઅતાની

દૃષ્ટિએ આવાં ફટાણાં પણ સંઘરી લેવાં જ જોઇયે. પરંતુ 'ચુંદડી' સંગ્રહ નથી, કેવળ સુપુષ્પોનો સંચય છે. તેથી ફટાણાંને બાતલ રાખવામાં આવ્યાં છે. અને લગ્ન-ગીત એટલે ફટાણાં, એ માન્યતા અજ્ઞાન પર જ ચણાયલી છે. એ ભ્રમણા દૂર થવી ઘટે છે.

## લગ્નગીતોનું સંગીત

વનવાસી પશુ પક્ષીઓના અને વનસ્પતિના દેહ ઉપર જેમ રંગોની વિલક્ષણ ભુલભુલામણી છે, કયો રંગ પ્રધાનપણે છે એટલું જ જેમ એ વિષયમાં બોલી શકાય છે, તેમ આ લગ્નગીતોમાં પણ જૂજવા રાગોની કોઇ સ્વયંભૂ મિલાવટ છે. તેમાં પ્રધાન સૂરો સારંગના છે. અને સૂરોના શાસ્ત્રવેત્તા સમજાવે છે કે સારંગ એટલે ઉષ્માનો સૂર : એ ગરમી પ્રગટાવે છે, હુંફ આપે છે, ચેતનાનું પ્રેરણ કરે છે. સારંગ રાગની આ શાસ્ત્રભાખી પ્રકૃતિ : સાચી વાત : લગ્નગીતોમાં એ રાગનું પ્રધાન પદ સાર્થક છે. જીવનની ગૂપ્તતમ ઉષ્મા બન્ને પરણનારાં યુવાન-યુવતીના પ્રાણમાં જાગૃત કરવી એ મુખ્ય ઉદ્દેશ જેમ ગીતના શબ્દોનો છે, તેમ રાગનો પણ હોવો જ જોઇએ. અને સારંગ તો બન્ને જાતની આંતરિક ઉષ્મા જગાડે છે : આનંદની ને શોકની. જાણકારો કહે છે કે મારવાડીઓનાં મૃત્યુ પરના વિલાપોમાં પણ સારંગના જ સૂરો ભરેલા છે. એનો અર્થ એ કે સારંગ કાંઇ છકેલો, માતેલો રાગ નથી. એ તો ગભીર ભાવોથી ભરેલી ઉષ્માનો આપનાર છે. એ હર્ષ શોકના મિશ્ર આવેશ સૃજનાર સારંગનું લગ્નગીતોમાં અત્યંત ઉચિત સ્થાન છે. એ ઉર્મિઓને બ્હેકાવતો નથી, તેમ બૂઝાવી પણ દેતો નથી. એ તો ધીરી ધીરી, કરૂણાભરી, ગંભારતાભરી ઉષ્મા સીંચે છે. સોરઠી લોક-જીવનમાં શાસ્ત્રીય સંગીત-પદ્ધતિનો પ્રચાર ક્યાંયે હતો એવું દેખાતું નથી. તેમ આ ગીતો કોઇ ગવૈયાએ આપેલા સૂરો પરથી જ રચાયાં હોવાની કશી સાબીતી નથી. એટલે ગીતો ને ગીતોના રાગો પણ જો સ્વયંભૂ જ જનમ્યા હોય તો તો સારંગનો આવિર્ભાવ કેવળ સ્ફુરણાગત જ હોવો જોઇએ. લોકના ગળામાંથી નહિ પણ પ્રાણમાંથી જ સારંગ આપોઆપ બહાર નીકળ્યો હશે. એ વાત પણ સ્વયંસ્ફુરિત સંગીતના આખા વિષય પર કોઇ સંગીતકારને આકર્ષી જનારી થઇ પડશે! લોક-સંગીતની ઉંડી કંદરાઓમાં ઉતરી શકેલા કોઇ ભાઇ ગોવીંદરાવ જેવા જ્ઞાની પુરૂષની સહાયથી એ વિષયનું પણ એકાદ પુસ્તક લખાવાની ઘડી આવી પહોંચી છે.

## ગાવાની શૈલી

સૂરો એક જ સરખા છે. ગીતો પણ લગભગ ઘણી ખરી કોમો માટે

સર્વસામાન્ય જ છે. બેશક કોમે કોમ પરત્વે કાંઇક પાઠાન્તરો થતાં હશે. કોમોની ખાસ પ્રકૃતિ પણ કંઈક નિશાનીઓ મૂકતી હશે: દાખલા તરીકે:

લાંબી તે લાંબી સરવરિયાની પાળ
આહે એ રે પાળે રે મોતી નીપજે!
મોતી તે લાધ્યું ...ભાઈ વર હાથ
આહે ઘેરે રે આવીને ઝગડો માંડિયો.

એ ગીતમાં કોઇ મોતી વીણનાર-એટલે કે વૈશ્ય પ્રકૃતિના પુરૂષની છબી આવી. એટલે એ વાણિજ્યપ્રધાન કોમમાં ગવાતી પંક્તિઓ દિસે છે. હવે એજ ગીતનું પાઠાન્તર:

લીલુડી ઘોડી પાતળિયો અસવાર
આ હે ચોક રતનનો વીરને ચાબખો.
ઘોડી તે બાંધી આંબલિયાની ડાળ
આ હે ચાબખડો વળગાડયો આંબા ડાળખી.

તે પછી તો બન્ને ગીતોમાં

દાદા તે મોરા સૂજને પરણાવ
આ હે સૂજને પરણ્યાની દાદા હોંશ ઘણી

એજ પંક્તિઓ આવે છે. આપણે ભેદ સમજી શકીએ છીએ. બીજામાં રાજપૂતીનો ભાવ પ્રદીપ્ત થાય છે.

એજ રીતે જે જે ગીતોમાં ધાર્મિકતા, પવિત્રતા, દેવોનું આવાહન, વગેરે આવે તે ગીતોની પ્રથમ ઉત્પત્તિ બ્રાહ્મણ જેવી જાતિમાં જ થયેલી માની શકાય. વધુ પ્રમાણમાં એ ગીતો ત્યાં જ ગવાય. વૈશ્ય જાતિઓને હીરા, મોતી, સોના રૂપા, વગેરેના ભાવો વધુ સ્પર્શે. અને ક્ષત્રિયોને?

તરવાર સરખી ઉજળી રે ઢોલા?
તરવાર શેટયમાં બિરાજે રે વાલીડા વીરને.
એવી રે હોય તો પરણજો રે ઢોલા!
નીકર બીજી પરણાવું રે વાલીડા વીરને!

• • •

તેજ સરીખી તીખી રે ઢોલા!
તેજ તે મુખમાં બિરાજે રે વાલીડા વીરને!
એવી રે હોય તો પરણજો રે ઢોલા!
નીકર બીજી પરણાવું રે વાલીડા વીરને!

આ રજપૂત ગીત : એ પોતાની કન્યામાં તલવારની તેજસ્વિતા, વઢની તેજ સરખી તીખાશ, વગેરેની અપેક્ષા રાખે છે. અમના રાજપૂતીની બીજી પણ કેટલીક છાપો પડેલી જુઓ :

માલણ ગૂંથે જાવંતરીનાં ફુલ રે
માળીડો ગૂંથે વીંઝણો રે

× × ×

ઠાકોર પોઢયા પીતળીયે પલંગ રે
વહુ ...બા ઢોળે વીંઝણો રે

અથવા

કીયે ગામ ગડયાં રે નિશાન
કીયા ગામને પાદર મોરી રાજવણ!
તંબુ તાણીયા રે

આ બધી રાજપૂત-ભાવોની સરણીઓ વહે છે. જેમ શબ્દોમાં એ જાતિગત સંસ્કારો, તેમજ સ્વરોમાં; એટલે કે ગાવાની શૈલીમાં. બ્રાહ્મણ વૈશ્યની સ્ત્રીઓને ગાતાં સાંભળો, તો સાદા સીધા, કાંઇ ખાસ ઊર્મિ ન જગાડનારા સૂરો કાને પડશે. કણબણો ગાતી હોય, ત્યારે એમના વ્યવસાયની, રીતભાતોની, ને સંસ્કારોની સ્થૂલતા, કાંઇક મારવાડી ગાણાંને સ્મરાવે તેવા ત્વરિત આરોહ અવરોહમાં, અને સાંકડા પહોળા ઉચ્ચારોની ધમધમતી ઉતાવળમાં પ્રગટ થાય છે. પરંતુ હવે સંભારો : કોઇ વેલડામાં બેઠેલી પાંચ કાઠીઆણીઓને અથવા ખવાસણોને ગાતી સંભારો : ધીરે ધીરે સંપૂર્ણ સ્વસ્થતાથી શરૂ થતા, જાણે અનંત કાળ સુધી પૂરા નહિ જ થાય તેવાં અખંડિત આંદોલનોની ધારા રચીને ચાલુ રહેતા, અને કશી યે ત્વરા ન હોય તેવી ખામોશથી, સંધ્યાના આરા તરફ વળતાં સૂર્ય-કિરણોની માફક ધીરે ધીરે મધુર સમાધિમાં વિલીન થતા એ સૂરોને સંભારો:

તરવાર સરખી ઉજળી રે ઢોલા!
તરવાર ભેટયમાં બિરાજે રે વાલીડા વીરને.

અથવા પેલા, ચાર પાંચ ગાઉના સીમાડાને છલોછલ ભરી દેતા પ્રશાંત, ગંભીર, મર્દાન, ઓજસભર્યા,

મોર જાજે ઉગમણે દેશ
મોર જાજે આથમણે દેશ
વળતો જાજે રે વેવાયુંને માંડવડે હો રાજ!

એ સ્વરોને યાદ કરો. અથવા પરણવા આવનાર ક્ષત્રિયનું મદભર્યું, મલપતું સ્વાગત-ગીત

મો'લ પધારો રાજ!
મો'લ પધારો રાજ!
તમે સોનાની શરણાયે મો'લ પધારો રાજ!

એના સ્વરોને યાદ કરો: અથવા ગામને પાદરથી નીકળતી રજપૂત-જાન સાથે એકલી વાગતી શરણાઇના પ્રલંબિત સૂરો સંભારો: સમજાઇ જશે કે રાજપૂતી સ્વરોમાં કયા સંસ્કાર નીતરેછે. અંતઃકરણની સ્વસ્થતા, વીર જાતિનું પ્રશાન્ત ગૌરવ, ગંભીર મર્દાન વ્યક્તિત્વ, અને વિશાળ સીમાપ્રદેશ પર રાજ કરવાની અભિલાષા: એ સંસ્કારોમાંથી આવું સ્વસ્થતાભર્યું સંગીત જન્મે છે.

આ બધા સંસ્કારોનું એકીકરણ લગ્ન-ગીતોમાં થઇ ચૂક્યું હતું. જ્ઞાતિઓમાં ગીતો જુદાં નથી રહ્યાં. સહુએ પોતપોતાની વિશિષ્ટતા સાચવીને પણ એ બધી ગીત-લક્ષ્મીમેં સહીયારી કરી કાઢી છે. વાડા કે પથો તેમાં રહ્યા નથી. ગીતો વાટે સોંસરવા નીકળી જશું એટલે સમજાશે કે એ મિલાવટ કેવી મધુર બનેલ છે. લોકસાહિત્યમાં જે Democracy—લોકશાસનનું તત્ત્વ છે તે આ છે. આજે કંઇક રૂપે દેખાયા કરે છે.

લગ્નગીતોના સંગ્રહો

છપાયેલા જે સંગ્રહો આજ સુધીમાં થયા છે તેનાં નામ ઠામ :

૧. મંગલિક ગીતો
સંગ્રાહક : ઇ. સ. ૧૯૧૪માં પ્રગટ થયું
બ્હેન જશકોર કુંવરજી
આણંદજી—ભાવનગર

૨. મંગલ ગીતાવળી (પ્રશ્નોરા જ્ઞાતિની)

સં. દેવશંકર વૈ. ભટ્ટ—ભાવનગર. ૧૯૧૭

૩. લગ્નાદિ પ્રસંગનાં
કાઠીઆવાડી ગીતો
પ્રયોજક ૧૯૨૦
હરિશંકર માધવજી ભટ્ટ
મોરબી.

૪. પ્રશ્નોરામાં ગવાતાં ગીતો
સં. સૌ. લાભલક્ષ્મી દ્વા. ભટ્ટ. ૧૯૨૫
ભાવનગર.

૫. લગ્ન ગીતાવળી (સૂરત)
સંયોજક—બ્હેન સરલા મગનલાલ દીવાનજી ૧૯૨૫
સૂરત.

૬. નાગરી ગીતાવળી
સં. અ. સૌ. રૂક્ષ્મણી શામળજી ૧૯૨૬
ભાવનગર.

પોતપોતાના સમૂદાયોમાં ગવાતાં ગીતોને જેને સ્વરૂપે સૂઝયાં અથવા સાંપડી શક્યાં તેને સ્વરૂપે પણ સંઘરી લેવામાં આ બધા સંગ્રાહકોએ ઠીક જ કર્યું ગણાય. અલબત્ત જ્ઞાતિઓમાં ગાવા માટે સરલતા પડે તે જ આશય આ સંગ્રહો પાછળ ઉભો હશે. તેમ છતાં તે તમામની અંદર અગોચરપણે પણ આ ગીતોનું સૌંદર્ય-ભાન હોવું જોઇએ. આમાં સહુથી વધુ વ્યવસ્થિત અને શુદ્ધ સંગ્રહ સૌ. લાભલક્ષ્મી ભટ્ટનો માલુમ પડયો છે. એના પ્રવેશક લખનાર બંધુને પણ એ ગીતોમાં લોકગીતોનું દર્શન લાધેલ દિસે છે. મારા સંગ્રહમાં મેં એમાંથી સારી પેઠે તારવણી કરી છે. નાગર ગીતો કેટલેક અંશે પ્રશ્નોરા ગીતને મળતાં આવે છે, પરંતુ નાગરી ગીતોમાં પંક્તિઓ અત્યંત લાંબી, ભાષા ઘણી અટપટી અને પ્રવાહ પણ રૂંધાયલો લાગ્યો છે. એ ગીતો ગાવાની શૈલી પણ રસ-વિહીન અને જટિલ છે. પંક્તિઓ વિચિત્ર રીતે ત્રોડવામાં આવે છે અને એ શબ્દરચના તથા એ તાલની જટિલતા શી રીતે સ્મૃતિમાં રહેતી હશે તે સમજવું કઠિન થઇ પડે છે. જાણે એ ગીતો ગવાતાં નથી, પણ ગીતોનો વધ થતો લાગે છે.

બીજા સંગ્રહોમાં રહી ગયેલી અશુદ્ધિઓ તેમજ ત્રૂટીઓ તે તે સંગ્રાહક બ્હેન બંધુઓ નવી આવૃત્તિઓમાં સુધારી લેશે તથા ફટાણાંને સદંતર રદ જ કરશે એવી આશા રાખું છું. એમાંના નં. ૨ અને નં. ૫ના સંગ્રહોમાં જે કેટલીક હીન પંક્તિઓ કાઢી કાઢીને નવાં સંસ્કારમય ગીતો રચી દાખલ કરવામાં આવ્યાં છે, તે પરથી સ્પષ્ટ દિસે છે કે લોક-ગીતોની નવી રચના કરવાનો યત્ન દુષ્કર નથી. ફટાણાંની શરૂની સારી પંક્તિઓનો અથવા એના સુંદર ઢાળ તાલનો એ રીતે આપણે સદુપયોગ કરી શકીએ છીએ.

## ભવિષ્યનું કાર્ય

હવે પછી આ લગ્ન પ્રથા અને લગ્ન-સાહિત્યનો તલસ્પર્શી આટલું કામ માગી લે છે :

૧. રાજપૂત, કાઠી, ચારણ, આહિર, વગેરે જાતિનાં ગીતોનો બારીક અભ્યાસ કરી તેનાં વિશિષ્ટ પાઠાન્તરો તારવવાં. પ્રથાની વિશિષ્ટતાઓ પણ વર્ણવવી.

૨. મારવાડી, દક્ષિણી, પારસી, મુસલમાની વગેરે ઇતર હિન્દવાસીઓની જૂની લોકલગ્નની સંસ્કૃતિ તથા સાહિત્યની દિશા તપાસવી.

૩. પરદેશીઓમાં લગ્ન-પ્રણાલી તથા લગ્ન-સાહિત્ય પરત્વેનું લોકતત્ત્વ તપાસવું.

આવા મનોરથની સિદ્ધિમાંથી 'ચુંદડી' ભાગ બીજો પ્રજા પાસે ધરી શકાય તેવી આશા સાથ વિરમું છું.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર<br>ચૈત્ર શુદ એકમ : ૧૯૮૪ } સંપાદક

*

# ગણેશ દુંદાળા

પરથમ ગણેશ બેસારો રે
મારા ગણેશ દુંદાળા !

ગણેશ દુંદાળા ને મોટી ફાંદાળા
ગણેશને વર દાન દેજો રે
મારા ગણેશ દુંદાળા !

કૃષ્ણુની જાને રૂડા ઘોડલા શણુગારો
ઘોડલે પીતળિયાં પલાણુ રે
મારા ગણેશ દુંદાળા !

કૃષ્ણુની જાને રૂડા હાથીડા શણુગારો
હાથીડે લાલ અંબાડી રે
મારા ગણેશ દુંદાળા !

કૃષ્ણુની જાને રૂડા જાનૈયા શણુગારો
જાનડીયું લાલ ગુલાલ રે
મારા ગણેશ દુંદાળા !

કૃષ્ણુની જાને રૂડી વેલડી શણુગારો
ધોરીડે બબ્બે રાશું રે
મારા ગણેશ દુંદાળા !

કૃષ્ણુની જાને રૂડા ધોરીડા શણુગારો
વેલડીયે દસ દસ આંટા રે
મારા ગણેશ દુંદાળા !

વાવલીયા વાયા ને મેહૂલા ધડુકયા
રણુ રે વગડામાં રથ થંભ્યા રે
મારા ગણેશ દુંદાળા !

તૂટયા તળાવા ને તૂટી પીંજણીયું
ધોરીડે તૂટી બેવડ રાશું રે
મારા ગણેશ દુંદાળા !

ઉઠો ગણેશ ને ઉઠો પરમેશ
તમ આવ્યે રંગ રેશે રે
મારા ગણેશ દુંદાળા !

અમે રે દુંદાળા ને અમે રે ફાંદાળા
અમ આવ્યે તમે લાજો રે
મારા ગણેશ દુંદાળા !

અમારે જોશે સવા મણનો રે લાડુ
અમ આવ્યે વેવાઇ ભડકે રે
મારા ગણેશ દુંદાળા !

વીવા અધરણી ને જગન જનોઇ
પરથમ ગણેશ બેસારૂં રે
મારા ગણેશ દુંદાળા !

# ૧

સહુથી પહેલું લગ્નનું મહિમા–ગીત લઇએ: સરજનહારની સૃષ્ટિમાં મહિમા દાખવતી શક્તિઓનાં યશ વર્ણવતું આ ગીત છે. આભ મેહુલા વરસાવી પોતાની સહચરી ધરતીનાં અંગો પલાળે, અને પતિદેવની એ પ્રેમધારાઓ ઝીલી ધન ધાન્ય વનસ્પતિને પ્રસવ દેતી ધરણી કેં કેં ગર્ભ-ભારની વેદના ઝીલે: દ્યાવા પૃથિવ્યોની સ્નેહ–બેલડીવાળું એ શાસ્ત્રોમાં ગવાયેલું સ્તવન આંહી લોકવાણીમાં સરલ નિર્મળ બનીને નીતર્યું.



ધરતીમાં બળ સરજ્યાં બે જણાં,
એક ધરતી બીજો આભ વધાવો રે આવીયો. ૧

આભે મેહુલા વરસાવીયા,
ધરતીએ ઝીલ્યા છે ભાર વધાવો રે આવીયો. ૨

એ તો સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર ભવ્ય શક્તિ–યુગલ: હવે સૃષ્ટિનાં પોષક અને સાહસ–પ્રેરક બે બલ ગણાવાય છે:

ધરતીમાં બળ સરજ્યાં બે જણાં,
એક ઘોડી બીજી ગાય વધાવો રે આવીયો. ૩

ગાયનો જાયો રે હળે જુત્યો,
ઘોડીનો દેશ પરદેશ વધાવો રે આવીયો. ૪

એ સર્જન, પોષણ, દેશ પરદેશનાં સાહસ, વગેરેની વચ્ચે માનવ-શક્તિ કોણે પેદા કરી? જગત્પિતાએ માનવીમાં સૌંદર્ય સીંચવા, અને ક્યાં ક્યાં સૌંદર્ય સીંચવા કોને મોકલ્યાં?

ધરતીમાં બળ સરજ્યાં બે જણાં,
એક. સાસુ બીજી માત વધાવો રે આવીયો. ૫

માતાએ જનમજ આપીયો,
સાસુએ આપ્યો ભરથાર વધાવો રે આવીયો. ૬

કન્યા ને ભરથાર, બન્નેને અવતરાવનાર વિધાતા કૃતાર્થ થયો. પણ પૂરી સફળતા હજુ બાકી છે. કન્યાને સાચી કુલ-વધુ બનાવવા માટે બે સંસ્કારોની જરૂર : પ્રીતિભર્યાં પિતાનાં લાલન પાલન, અને ગૌરવભર્યાં સસરાની કુલમરજાદ :

ધરતીમાં બળ સરજ્યાં બે જણાં,
એક સસરો બીજો બાપ વધાવો રે આવીયો. ૭

બાપે તે લાડ લડાવીયા,
સસરાએ આપી લાજ વધાવો રે આવીયો. ૮

એવું સૃજન-મહિમાનું સ્તોત્ર : લગ્નની પછવાડે ઉભેલી આભ-ધરતીની મંગલ જનન-ભાવના, અને પૃથ્વીને પોષતા તથા ધૂમવાનો નિયંતાનો નિરધાર : વર-કન્યાના જીવન-મિલનની ઓથમાં આવા રૂડા સંકેતો ભર્યા છે. માનવ દંપતિનું સ્થાન આભ-ધરતીની જોડાજોડ મૂકાયેલું દિસે છે.

૨

એટલું જ બસ નથી. શું ફક્ત માનવી જ પરણે છે? ના, પરણવું તો રહ્યું ઇશ્વર-પાર્વતીને પણ. કોઇ અગમ નિગમના આવાસમાં એ પર-માત્મ-બેલડી પણ પરણેતર ઉજવે છે : અગડં બગડં અને શોર બકોરની રીતે ઉતાવળે ઉકેલી લેવાની એ આપત્તિ નથી, પણ પાકા રંગનાં એ બન્ને

પ્રેમીઓનાં તો મંગળ મુહૂર્તનાં વસ્ત્રો રંગાવાને માટે જ સૂરજ ભાણના તેજોમય ઉદયને ટાણે આકાશનાં ખેતર ખેડાવવાનો અને કસુંબીના બીજ વાવવાનો સુંદર સાદ પડે છે. તે વિના પ્રભુની પાઘડીનો અને પ્રભુપ્રિયાની ચુંદડીનો ખરેખરો કસુંબી રંગ ક્યાંથી ચડે ? તે વિના સાચો રસવૈભવ શી રીતે હોય ? (હરણાં તે સૂર્યની રાણી રન્નાદેનાં વાહન છે.)



કેની કોર ઉગેલા ભાણ
કેની કોર હરણાં હળ ખેડે !

ઉગમણા ઉગેલા ભાણ
આથમણાં હરણાં હળ ખેડે

હરણાં છોડી રે મેલ્ય,
બળદ જોડયે રે કલ્લોલીયા

બળદે એવડ રાશ
ખેડુને માથે મોળીયાં

ખેડી સઘળી રે શીમ
વાવી લાલ કસુંબડી

રંગો ઇશવરની મોળ્ય
રંગો પારવતીની ચુંદડી

રંગી ઇશવરની મોળ્ય
રંગી પારવતીની ચુંદડી

બાંધો ઇશવર મોળ્ય
ઓઢો પારવતીજી ચુંદડી

પરણતાં વર–વધુના હૈયામાં હજુ યે ત્રીજું એક ગીત સંભળાવીને આ સંસારનાં નિરનિરાળાં સૌંદર્ય–તત્વોની યાદ દેવરાવે છે. આ માનવી–જીવનના શણગારમાં એના મનને વિહાર કરાવે છે. એ શણગારો સંસારી છે, બલ્કે ઘરબારી છે. એ બધી રસ–સામગ્રી ભવિષ્યની ગૃહનારીને પોતાના નવા થનારા ઘર પ્રતિ ખેંચાણો કરે છે:



જી રે ઇંટો ચણું ને ઘર નીપજે
નીપજે રે રૂડો મેડીનો મ્હેલ વધાવો મેં સૂણ્યો

જી રે ઓરડાનું માંડણ* દીવડો
દીવડાનું રે માંડણ રૂડી જ્યોત વધાવો મેં સૂણ્યો

જી રે પરસાળનું માંડણ રૂડું પારણું
પારણાનું રે માંડણ રૂડો પુત્ર વધાવો મેં સૂણ્યો

જી રે મેડીનું માંડણ ઢોલીયો
ઢોલીયાનું રે માંડણ રૂડો કંથ વધાવો મેં સૂણ્યો

જી રે પુરૂષનું માંડણ પાઘડી
પાઘડીનું રે માંડણ રૂડું ફુલ વધાવો મેં સૂણ્યો

જી રે અસ્રીનું માંડણ રૂડી કાંચળી
કાંચળીનું રે માંડણ રૂડો હાર વધાવો મેં સૂણ્યો

હું તો વારી રે ....ભાઇની વાડીને
વાડીમાં નીપજે રૂડો કંકુનો છોડ વધાવો મેં સૂણ્યો

જી રે કંકુ ઘોળે ને રસ નીપજે
ચાંદલા કરશે મારી બાલુડી બ્હેન વધાવો મેં સૂણ્યો

---

* માંડણ=મંડન : શણગાર



જાણે મોતી જડયાં હોય એવી ઝગમગતી, કોઇ દૂધ શા મીઠાં નીરના સરોવરની પાળે-કોઇ પણ સુંદર જળાશયને તીરે-યુવાન યુવતીનું પહેલું મિલન થતું કલ્પાય છે. ઇશ્વર અને પાર્વતીનો જ પરિશુદ્ધ ભાવ અખંડિત રાખીને આંહી એ વર-કન્યાના આચરણની સરસ મર્યાદા બંધાય છે. મજ્યાંઃ ઓચીંતો વિનોદ થયોઃ વૈશાખ માસની [illegible] ઋતુમાં તો પરણવાના કોલ પણ દેવાયા.



દૂધે તે ભરી રે તળાવડી મોતીડે બાંધી પાળ,
ઇસવર ધોવે ધોતીયાં પારવતી પાણીની હાર.

હળવા તે ધોજો ઇસવર ધોતીયાં છાંટાશે મારાં ચીર,
અમ ઘેર દાદોજી રીસાળવા માતા મારી દેશે ગાળ.

નહિ તારો દાદોજી રીસાળવા નહિ દે રે માતા તારી ગાળ,
આપણ બેય મળી પરણશું વૈશાખ મહિના માંહ.



ફરીવાર પાછો જાણે ફુલવાડીને શેઢે મળવાનો અવસર જડયો. વરે ફુલઝાડની ઉંચી ડાળી નીચે નમાવી, કન્યાએ ફુલો વીણીને છલકતી છાબ ભરી, અને ચતુર માલણે બન્નેને માટે મોડીયો ને છોગું ગુંથી, બન્નેને ફુલના સાજ શણગાર કરાવ્યા. મનથી તો એ પુરૂષને કન્યા વરી ચુકી. અંતરમાં પ્રતિજ્ઞા પણ લેવાઇ, કે પરણું તો એને જ પરણું: નહિ તો અખંડ-કૌમારનાં તપ આદરું!

મારા ખેતરને શેઢડે * રાય કરમલડી રે
ફાલી છે લચકા લોળ ,, ,, ,,
વાળો ....ભાઇ ડાળખી ,, ,, ,,
વીણે ....વહુ ફુલડાં ,, ,, ,,
વીણી ચુંટીને ગોરીએ છાબ ભરી ,, ,, ,,
તેનો ગુંથે માલણ મોડીયો ,, ,, ,,
મોડીયો ....વહુને માથડે ,, ,, ,,
તેનો ગુંથે માલણ છોગલો ,, ,, ,,
છોગલો ....ભાઇને મોડીએ ,, ,, ,,
છોગલો દેખીને રાણી રવ ચડ્યાં ,, ,, ,,
પરણું ....ભાઇના મોભીને ,, ,, ,,
નીકર ઉભી તપ ધરૂં ,, ,, ,,

૬.

અતંરનો સંકલ્પ હવે તો પ્રગટ થયો. રોજે રોજ રાતીમાતી થઇને રમનારી હસમુખી દીકરીના અંગ ઉપર આજે દાદાએ દુર્બલતા દીઠી, આંખોમાં આંસુ દીઠાં. પૂછપરછ થઇ. કન્યાએ ઉદાસીનું કારણ કહ્યું. હજુ સ્પષ્ટ નિર્દેશ કરીને નથી કહેતી કે પોતે કયો સ્વામી નક્કી કરી લીધો છે. એટલું મોઘમ જ કહે છે કે વરની પસંદગી કરવામાં ઓ પિતા ! આટલી વાતો ભૂલશો મા. બધી વાતે મધ્યમ કોટિનો જ પુરૂષ મારે માટે ગોતી લેજો ! શા માટે ઉત્કૃષ્ટ નહિ ? કેમકે એ તો કદાચ મારાથી સંતોષ ન પામે ! એને તો પોતાની ઉચ્ચતાનું મિથ્યાભિમાન રહે !

એક તે રાજ દ્વારકામાં રમતાં,
બેનીબા દાદે તે હસીને બોલાવીયાં;

કાં કાં રે ધેડી તમારી દેહ જ દૂબળી!
આંખડલી રે જળે ભરી!

નથી નથી રે દાદા મારી દેહ જ દૂબળી,
*નથી રે આંખડલી જળે ભરી.

એક ઉંચો તે વર નો જોશો રે દાદા,
ઉંચો તે નત્ય નેવાં ભાંગશે!

એક નીચો તે વર નો જોશો રે દાદા,
નીચો તે નત્ય ઠેબે આવશે!

એક ધોળો તે વર નો જોશો રે દાદા,
ધોળો તે આપ વખાણશે!

એક કાળો તે વર નો જોશો રે દાદા,
કાળો તે કટંબ લજાવશે!

એક કડ્ય રે પાતળીયો ને મુખ રે શામળીયો
તે મારી સૈયરે વખાણીયો.

એક પાણી ભરતી તે પાણીયારીએ વખાણ્યો,
ભલો રે વખાણ્યો મારી ભાભીએ!

સહીયરે વખાણ્યો, ભાભીએ વખાણ્યો, પનીયારીએ પસંદ કર્યો, પછી એ મુસ્તીયામાં શી મોળપ રહી? એ ત્રણેના જેવી રસિક તેમજ વિવેકી

---

* પાઠાન્તર—'આંખડલી રતને જડી'

દષ્ટિ બીજાં કોની હોઈ શકે ? મર્મમાં દીકરીએ પિતાને સારી પેઠે પોતાના મનોભાવ સમજાવી નાખ્યા કે હે પિતાજી ! મારી મોહવશ આંખ તો કદાચ ભૂલ પણ કરે, તેથી તો આ બીજાં આપ્તજનો કને મેં મારી પસંદગીની કસોટી કરાવી છે.

૭

એથી પણ રૂડી કવિત્વભરી વાણીમાં તો પ્રશ્નોરા જ્ઞાતિની કુમારિકાએ સમજાવ્યું. એણે ગુણોનું ઝીણું વર્ણન ન કર્યું. પણ જગતની ઉત્તમ જોડલીઓ ગણી બતાવી: પતિ દેરા માયલો દેવ ને પોતે પૂતળી: પતિ વાડી માયલો મોરલો ને પોતે ઢળકતી ઢેલડી: પતિ અષાઢીલો મેઘ અને પોતે ઝબુકતી વિજળી: પતિ ચંપાફુલનો છોડ, ને પોતે ચંપા–પુષ્પની પાંખડી:

કન્યા દાદાજીને ખોળે બેઠાં એમ ભણે રે
દાદા! વર જોજો કાંઇ દેરા માયલો દેવ રે
કન્યા દેરાસર પૂતળી રે

કન્યા કાકાજીને ખોળે બેઠાં એમ ભણે રે
કાકા! વર જોજો કાંઇ વાડી માયલો મોર રે
કન્યા ઢળકતી ઢેલડી રે.

કન્યા મામાજીને ખોળે બેઠાં એમ ભણે રે
મામા ! વર જોજો કાંઇ આષાઢીલો મેઘ રે
કન્યા ઝબૂકતી વિજળી રે.

કન્યા વીરાજીને ખોળે બેઠાં એમ ભણે રે
વીરા ! વર જોજો કાંઇ ચાંપલિયાનો છોડ રે
કન્યા ચંપાસર પાંખડી રે.

દાદા ! દરશંણુ લાગ્યો દેરા માયલો દેવ રે
દરશામણુ લાગી પૂતળી રે !

કાકા ! ખેલણુ લાગ્યો વાડી માયલો મોર રે
ખેલામણુ લાગી ઢેલડી રે !

મામા ! વરસણુ લાગ્યો આષાઢીલો મેઘ રે
ઝબૂકણુ લાગી વિજળી રે !

વીરા ! સૌરમ લાગ્યો ચાંપલિયાનો છોડ રે
સોરંભે લાગી પાંખડી રે !

૮

પછી જાણે કે વડીલોએ પૂછાવ્યું : ઓ બ્હેન ! તમારૂં અંતર ક્યાં યે ઠરેલું છે ? તમે બાંધ્યા પ્રમાણેનો કોઇ વર ક્યાં યે દીઠો છે ? અથવા જોઇ રાખશો ?

દીકરી પોતાનો કંથ પસંદ કરવાને મિષે ઓરડાને બારણે ચડી ઉભી ઉભી નિહાળે છે. એણે તો જાગ્રી મૂકયો હતો તે જ જોયો. એ 'વહેવારીયા' અર્થાત્ પ્રવીણ વરની વાતો ચલાવી : શામાં શામાં પ્રવીણ ? રમત-પ્રવીણ—Sportsman : અટપટી બજારમાંથી પણ ગેડી વડે દડો કાઢી જાય ! વાસુતરમાં પ્રવીણ—સુંદર મરોડદાર અક્ષરો કાઢનારો : જમવામાં ચતુર-ગંદો ગોબરો કે અકરાંતીયો નહિ : પ્રિયદર્શી—સરોવરમાં સ્નાન કરતાં જેના

માથાની સુંવાળી કાળી ચોટલી શોભી ઉહેલી : અને લક્ષ્મીનાં લેખાં કરવામાં પ્રવીણ–વેપારી : એવો સુલક્ષણો સ્વામી મને પરણાવજો !



*કુંવારી ચડી રે કમાડ, સુંદર વરને નિરખવા રે
દાદા મોરા એ વર પરણાવ, એ વર છે વેવારીયો રે

ધીડી મોરી કયાં તમે દીઠા, ને કયાં તમારાં મન મોહ્યાં રે
રમતો'તો બવળી બજાર, દડૂલે મારાં મન મોહ્યાં રે

કુંવારી ચડી રે કમાડ, સુંદર વરને નિરખવા રે
વીરા મોરા એ વર જોજો, એ વર છે વેવારીયો રે

બેની મોરી કયાં તમે દીઠા, ને કયાં તમારાં મન મોહ્યાં રે
ભણતો'તો ભટની નિશાળે, અક્ષરે મારાં મન મોહ્યાં રે

કુંવારી ચડી રે કમાડ, સુંદર વરને નિરખવા રે
કાકા મોરા એ વર જોજો, એ વર છે વેવારીયો રે

ભત્રીજ મોરી કયાં તમે દીઠા, ને કયાં તમારાં મન મોહ્યાં રે
જમતો'તો સોનાને થાળે, કોળીડે મારાં મન મોહ્યાં રે

---

*પ્રશ્નોરા–ગીત :

*સોય રંગ રમે રે કુંવારાં, કન્યાજી તો એમ ભણે રે
દાદાજી મુજ પરણાવો, ઇ વર છે વેવારીયો રે
કહો દીકરી કયાંથી દીઠો, શેણે તારાં મન મોહ્યાં રે
રમતા'તા બંશરી બજાર, દડૂલે મારાં મન મોહ્યાં રે

* * *

જમતા'તા શાક ને દાળ, ચતુરાઇએ મારાં મન મોહ્યાં રે

* * *

ઝીલતા'તા સરોવરની પાળ, ચોટલે બાઇનાં મન મોહ્યાં રે

* * *

બેઠા'તા મેડીને મોલ, લક્ષ્મીનાં લેખાં કરે રે

૯.

સરોવરની પાળેથી કોલ આપીને ઘેરે ગયેલા કુમારે પણ પિતાની પાસે જઇ રઢ લીધી કે પાળેથી જડેલા એ મનોહર મોતીની સાથે જ મારો સંબંધ જોડો! અને એ સાચા મોતીના તો લાખ બે લાખ રૂપીઆ ખર્ચવા પણ વરના દાદા તૈયાર થઇ ગયા.

*લાંબી તે લાંબી સરોવરીયાની પાળ
આ હે એ રે પાળે રે મોતી નીપજે.
મોતી તે લાગ્યું ........ભાઇ વર હાથ,
આ હે ઘરે રે આવીને ઝઘડો માંડીયો.
દાદા તે મોરા મૂજને પરણાવ,
આ હે મૂજને પરણ્યાની દાદા હોંશ ઘણી.
ખરચું તે ખરચું લાખ બે લાખ,
આ હે મોભીને પરણાવું ઘણી હોંશથી.

* પ્રશ્નોરા—ગીત

પરણું તો ફીયા દેવની કુંવરી
નહિતર રહું કુંવારડો રી

૧૦

બન્નેનાં માવતરોએ પછી વાતોચીતો ચલાવી હશે. અને પોતાનાં બેઉ બાલકોની અંગત પસંદગી પર માબાપની મંજૂરીની મ્હોર અંકાઇ ગઇ હશે. સગપણ વખતે મીટો ગોળ વ્હેંચાયો હશે.

---

* પ્રશ્નોરા—ગીતની પંક્તિઓ.

ગળીયા ગોળ વ્હેંચાય રે
દૂધમાં સાકર ભેળાય રે
આગળ હૂતા એ ભાઇ રે
હવે થયા છે વેવાઇ રે
આગળ રડવડતા શેરડીયે
હવે વળગ્યા છે બેલડીએ

અને વર-કન્યા બન્નેની મોહબ્બતનાં અન્યોઅન્ય સંતોષનું વિનોદ-ગીત ગવાયું હશે કે



મેં તો વાર્યા રે....ભાઇ લેરખડા
તારા સસરાની શેરીએ રમવા ન જઇશ

તારા કાનમાં કારેલાં દેખશે
તારા સસરાને રઢ લાગશે
ઘર પૂછીને માગાં આવશે

મેં તો વાર્યાં રે કઇ બા લાડકડા
તારા સસરાની શેરીએ રમવા ન જઇશ

તારો જડાવ અંબોડો દેખશે
તારી સાસુને રઢ લાગશે
ઘર પૂછીને માગાં આવશે

ઘરથી માંડીને વર-કન્યાની મમતાને કેવી કેવી તરેહે પોષણ મળ્યાં, તેનો આધાર દેતી કશી પણ ઘટના ગીતોમાં ગવાયેલી નથી જડતી. જૂના સમાજના જે રીત રીવાજો આપણને હજુ પણ યાદ આવે છે, તે પરથી આપણને જાણ થાય છે કે એક બીજાં માવતરને ઘેર કોઇ ઉત્સવ, અવસર અથવા પર્વ નિમિત્તે વર-કન્યા રમવા જમવાનું નોતરું પામતાં. પ્રત્યક્ષ પ્રગટપણે મળવું અને ગોષ્ઠિ કરવી, એ તો કુલ મરજાદની મના હતી. પરંતુ ઓચીંતી દૃષ્ટોદૃષ્ટ તો મળતી; મુંગી પ્રીતિ મજબૂત બનતી.

## ૧૧

એમ કરતાં લગ્નની કંકોતરી લખવાનો શુભ દિવસ આવી પહોંચ્યો. વ્યવહારની રીતિએ કન્યાના પિતાએ જ વેવાઇ પર સાદી સીધી કંકુમ-પત્રિકા લખી કાઢી હશે. પરંતુ ગીત તો એમ ભાખે છે કે જાણે ખુદ કન્યાએ જ પોતાના રાયવરને–પોતાના સુંદર વરને 'ઘડીયે ઘડીયે' કાગળો લખ્યા કે વ્હેલો આવ ! વ્હેલો આવ ! મેં અધીરીએ આપણાં ઘડીયાં લગ્ન લેવરાવ્યાં છે. માટે વેલેરો આવ ! વેળા વહી જશે !



ઘડીએ ઘડીએ લાડણુ વહુ કાગળ મોકલે
રાયવર વેલેરો આવ
સુંદર વર વેલેરો આવ
તારાં ઘડીયાં લગન રાઇવર વહી જશે.

જવાબમાં પણ એવું જ કલ્પાયું કે પુરૂષ મોંઘો થાય છે. મરડાય છે. લાડ કરે છે !

હું તો પાતરાંને તોરણ નહિ પરણું
ઘડીએક મોડો પરણીશ
બ ઘડીએક વેલો પરણીશ
આ ને ઘડીએ નાળીએરી તોરણ નીપજે–ઘડીએ૦

હું તો લાકડાને બાજોઠ નહિ પરણું
ઘડીએક મોડો પરણીશ
બ ઘડીએક વેલો પરણીશ
આ ને ઘડીએ રૂપાના બાજોઠ નીપજે–ઘડીએ૦

હું તો કચરાની ચોરીએ નહિ પરણું
ઘડીએક મોડો પરણીશ
બ ઘડીએક વેલો પરણીશ
આ ને ઘડીએ ત્રાંબાની ચોરી નીપજે–ઘડીએ૦

૧૨

ફરીવાર સંદેશો જાય છે: 'વેગે વ્હેલો આવ' એવા આગ્રહ છૂટે છે. પણ માનતંગી વરરાજાને તો વળી નવનવા લાડ સૂઝે છે. ગોરા જાનૈયા રજે ભરાય, ગૌરવરણી જાનડીઓ શામળી પડી જાય, અને પોતાની માળાનાં ફુલો કરમાય, એ વાતોના એને મીઠા ઉચાટ થાય છે!



લગન બાજોઠડી ને મોતીડે જડીયાં
કુંવારી કન્યાએ કાગળ લખી રે મોકલીઆ
વેગે વેલો આવે ચોરાશીના જાયા!
હું કેમ આવું દાસીની જાઇ!
આડા છે દરિયા ને પાણીડે ભરીયા!
તે વચ્ચે વ્હાણુ છીપાવો વરરાજા!
વ્હાણે બેસીને વેલા આવો વરરાજા!
ચૈતર વૈશાખના તડકા રે પડશે!
ધોરી બળદના પગ રે તળવાશે!
ગોરા જાનૈયા રજે ભરાશે!
ગોરી જાનડીઓ શામળી થાશે!
ભાઇ રે ....ભાઇનાં ફુલડાં કરમાશે!

૧૩.

કન્યાના ગૃહ-મંદિરમાં હવે તો માનવ-મિલનના અપૂર્વ મંગલ ઉત્સવની કેવી કેવી ઝીણવટથી તૈયારી ચાલે છે! ઘરની સાફસુફી અને શોભા આવા રમ્ય શબ્દે વર્ણવાય છે!

લીલાં છાણની ગાર કરાવો રે
ત્યાં કાંઇ કંકુના છાંટા દેવરાવો રે
ત્યાં કાંઇ મોતીના ચોક પૂરાવો રે
ત્યાં કાંઇ ઘીના દીવા અજવાળો રે
ત્યાં કાંઇ સોનાના બાજોઠ ઢાળો રે
ત્યાં કાંઇ જોશીડાને તેડાવો રે
લાડકડાનાં લગન લખાવો રે

લગ્ન લખાયાં. અને કન્યાની માતાએ હોંશે હોંશે પીયરમાંથી પોતાનાં ભાઇ ભોજાઇ તેડાવ્યાં :

મારે પગરણ આવીયું પહેલું રે
મેં તો સૈયર કેવરાવ્યું વ્હેલું રે
મારે પગરણ આવ્યું ધાઇ રે
મેં તો તેડાવ્યા ભાઇ ભોજાઇ રે
મારા વીરો આવ્યા સીમે રે
મારાં હૈડલાં ટાઢાં હીમે રે
મારા વીરોજી આવ્યા ઝાંપે રે
દુશમનીયાનાં હૈડાં કાંપે રે
મારા વીરોજી આવ્યા શેરી રે
વજડાવો ઢોલ ને ભેરી રે
મારા વીરોજી આવ્યા ખડકી રે
વાગી વાગી ઘોડલીયાંની પડઘી રે
મારા વીરોજી આવ્યા ડેલી રે
હું તો જોવાને થઇ છું ઘેલી રે
મારા વીરોજી આવ્યા ધાઈ રે
મેં તો ચરૂ ભરી સેવ ઓસાઇ રે
મેં તો હળકે વાઢી ઘી રેડાઇ રે

મેં તો ખોબલે ખાંડ પિરસાઈ રે
મેં તો જમાડયાં ભાઈ ભોજાઈ રે
મારી નણુદી તે રોષે ભરાઈ રે

કન્યાની માતા પોતાના વીરાની ઉપર ઓછી ઓછી થઇ જાય, તે નણુંદથી દીઠું જતું નથી. ભરપૂર સહોદર-સ્નેહનાં સ્તવ-ગાન વચ્ચેથી નણુંદના રોષનો બસૂરો તાર બોલે છે. કવિ અત્યંત દયાર્દ્ર રીતે ટિખળ માણે છે।

નણુદલ આવડો રોષ ન કીજે રે
મારૂં અંતરે એથી સીજે રે
નણુદલ આવડું જાણ્યું ન બાઈ રે
ન તેડાવત ભાઈ ભોજાઈ રે
નણુદલ આવડું જાણ્યું ન પેલું રે
ન કે'વરાવત મૈયર વેલું રે *

---

* આ પ્રભારા જ્ઞાતિનું લગ્ન-ગીત છે.

૧૪

પહેલા વહેલા જ પગરણને કારણે ઓછી ઓછી થઇ જતી હર્ષઘેલી કન્યાની માતા—અથવા વરની માતા અન્ય ક્યાં ક્યાં આત્મજનોને તેડાવીને આનંદ પામે છે ! જાણે એ બધાં સ્વજનોનું એક ઘટાદાર ચંપા-વૃક્ષ બની જાય છે:

ઈ

પાછલી પછીતે ચાંપલીયો શો મોર્યો
થડ થોડો ને ડાળે અત ગહ્યો રે.

પેલી ડાળે છાયા મારા ઓરડા, રે,
બીજી ડાળે રે છાઇ ઓસરી રે.

ત્રીજી ડાળે છાયા મારો ચોક રે,
ચોથી ડાળે છાયો મારો માંડવો રે !

કોણુસ આંવ્યે કરૂં શણુગાર રે,
કોણુસ આંવ્યે બેસું ગોઠડી રે !

કોણુસ આંવ્યે માંડું જગીયા જાગ રે,
કોણુસ આંવ્યે રે મારાં ઘર વસે રે !

કોણુસ આંવ્યે ચોપાટો શી ડોલે રે,
કોણુસ આંવ્યે રે મારાં ગોત્રજ હસે રે !

કોણુસ આંવ્યે તોરણુ લ્હેરે જાય રે,
કોણુસ આંવ્યે રે શેરી રણુઝણે રે !

કોણુસ આંવ્યે માંડવ લ્હેરે જાય રે,
કોણુસ આંવ્યે મારાં દિલ હસે રે !

એના ખુલાસા પણ પોતે જ આપી રહી છે. સુસંબદ્ધ ખુલાસાઃ

સ્વામી આંવ્યે કરૂં શણુગાર રે,
વીરોજી આંવ્યે રે કરૂં ગોઠડી રે.

દીકરો આંવ્યે માંડું જગીયા જાગ રે,
વહુવારૂ આંવ્યે રે મારાં ઘર વસે રે.

નણુદોઇ આંવ્યે ચોપાટો શી ડોલે રે,
નણુદી આંવ્યે રે મારાં ગોત્રજ હસે.

જમાઇ આવ્યે તોરણુ લ્હેરે જાય રે,
દીકરી આવ્યે રે શેરી રણુઝણે રે.

સાજન આવ્યે માંડવ લ્હેરે જાય રે,
કુટુંબ આવ્યે મારાં દિલ હસે રે*

## ૧૫

વર પક્ષને આંગણે શા શા ઉલ્લાસ વર્તી રહ્યા છે ! ત્યાં તો પ્રભાતે પ્રભાતે પુષ્પો મ્હેકે છે : મંગલ-મુખી માલણ આવે છે :

*છાબ ભરી ફુલડે માલણ આવે રે
ઘર રે પૂછે રે વીવા ક્યાં હવા રે

ઉંચલી ખડકી ને નવલાં કમાડ રે
ગોખે જાળીયાં મંદિર માળીયાં રે

એવા સુશોભિત ઉંચા અને સુગંધીમય ઘરમાં આજે પરણનાર કુમારને મુખ્ય ઝંખના તો પોતાની પરદેશણ બ્હેનની છે :

આવશે બેનડ બેની બાઇ, બેસશે માંડવા હેઠ રે
વરરાજાનાં નયણાં શણગારશે રે

એટલે માતાએ કંકોતરી લખવાની કલમ ને શાહી સુદ્ધાં નવી બનાવરાવી, નિર્મળા અક્ષરો લખાવ્યા :

---

* પ્રભાત-ગીત.

લીલુડી લેખણુ વાપરી, મશ મરવો ને માંહી કપૂર રે
દોત મગાવો દેશાવરી, અક્ષર લખશે મોટા વહુના કંથ રે

અક્ષર લખજો નિર્મળા, વાંચી જોશે બેની બાનો કંથ રે
વાંચીને વેલા પધારજો, આપણે ઘેર છે વરઘ ને વીવા રે

આવી શકો તો આવજો, નહિતર બેનીબાને મોકલજો રે
નહિ રે આવો તો રૂસણાં, આપણાં સગપણનો શો રે સ્વાદ રે

## ૧૬

કંકોત્રી લઇને મોટા ભાઇ ઘોડીએ ચડયા : કેવી એ ઘોડીની ચાલ !



ઘોડી અગન ગનન પગ માંડ, કે ચાલ ઉતાવળી રે
ઘોડી અજલે ચાલે ને મજલે ડગ ભરે,
ઘોડી જઇ ઉભી ગામને ચોક વીવા આવ્યા ઢૂકડા.

જઇને બ્હેનીબાને જગાડયાં.

બેની ઉઠો ....બા પાતળાં,
બેનડ સોળ કરો શણગાર વીવા આવ્યા ઢૂકડા.

પરંતુ બ્હેનને એકલાં એકલાં વિવાહના રંગ મ્હાલવા ન ગમે:

વીરા હું કેમ આવું એકલી,
મારે ઇશ્વર સરખા ભરથાર વીવા આવ્યા ઢૂકડા.

બહુ સારું, બ્હેન !

તારા ઇશ્વરને ચડવા ઘોડલાં
મારી બેનડને માફાની વેલ્ય  વીરા આવ્યા ઢૂકડા.

## ૧૭

બ્હેનનાં તેડાં તો બીજી બે ત્રણ શૈલીએ વર્ણવાયાં છે. ઝૂલતો ને ડોલતો નવો ઢાળ માતાના મુખમાંથી રેલાય છે. બાજોઠી ઢળાવી, ચોમેર કંકાવટી મેલાવી, જોશી મહારાજ પાસે પુત્રીને કંકોત્રી લખાવતી માતા ગાય છે:

માંડવડે રે કાંઇ ઢાળોને બાજોઠી
કે ફરતી મેલોને કંકાવટી

તેડાવો રે મારે જાણાપરના જોશી
કે આજ મારે લખવી છે કંકોતરી

બંધાવો રે મારે ....ભાઇને છેડે
કે જાય બેન ....બા ઘરે નોતરે

બેની રે તમે સૂતાં છો કે જાગો
તમારે મૈયર પગરણ આદર્યાં

વીરા રે તમે કીયા શે'રથી આવ્યા
કે કીયે શે'ર તમારા બેસણાં

બેની રે હું ....શે'રથી આવ્યો
કે ....શે'ર અમારાં બેસણાં

વીરા રે તમે કેરસ કેરા બેટા
કે કઇ બાઇ માતા ઉદર વસ્યા

બેની રે હું તો ....ભાઇનો બેટો
કે ....બાઇ માતા ઉદર વસ્યો

બેની રે મારી ગરથલીયાની ઘેલી
કે આંગણે આવ્યો રે વીર નો ઓળખ્યો

વીરા રે મને છોરૂડે હરવાળી રે
વાછરૂ વાળતાં વીર ન ઓળખ્યો

વીરા રે મેં તો ઘોડીયે ને પારણે દીઠા
કે રથ ઘોડલીએ વીર ન ઓળખ્યો

વીરા રે મેં તો ઝબલે ને ટોપીએ દીઠા
કે પાઘડી પોશાકે વીર ન ઓળખ્યો

મોર્ય રે મારા ....ભાઈના ઘોડા
કે પડઘી વાગે ને ધરતી ધમધમે

વાંસે રે મારે બેનડ બાના માફા
કે ઈંડાં ઝળકે રે સોના તણાં*

---

* પ્રશ્નોત્તા—ગીત

વચ્ચે રે મારે બેનડ બાઇની વેલ્યું
કે માફા ઝળકે મશરૂ તણા

વાંસે રે મારે ભટ્ટજી પૂરબીયા
કે કમર બાંધીને ખાસડ ખડખડે !

છેલ્લી પંક્તિમાં બ્હેનના ભાઇએ પોતાના બનેવીનું વિનોદાત્મક ચિત્ર દોરી ટીખળ કરી લીધું છે.

## ૧૮

માત્ર માનવીની સાથે જ નહિ, પશુ પક્ષી અને જીવ જન્તુમાંથી જે જે રૂપાળાં, રસાળાં અને ચતુર પ્રાણીઓ જડે, તેની સાથે પણ સંદેસા મોકલવાની સ્ફુરણાઓ થાય છે. ગુંજારવ કરતો, રંગબેરંગી અને ફુલોનો ભોગી ભમરો—તેને ય જાણે કે માતાએ રાતા ચૂડા વાળી સુહાગણ પુત્રી પર દૂત કરી મોકલ્યો :

લીલી પીળી પાંખનો ભમરલો રે
ભમીયો દેશ પરદેશ (૨)
જાજે ભમરા નોતરે રે

પેલું તે નોતરૂં ....ગામ રે
જમાઇ ....ભાઇને ઘેર (૨)
રાતે ચૂડે બેની બા રે

બેની મોરી વરધે વધાવ (૨)
મૈયર પગરણ આદર્યાં રે

હું કેમ આવું એકલી રે
મારે ઇસવર ભરથાર (૨)
ઇસવર ચાડણ ઘોડલાં રે

બાને માફાળી વેલ્ય (૨)
માફા આવે મલપતા રે

નેજા ઢળકતા મેલ્ય (૨)
ચંપાવરણી રજે ભરાય રે

## ૧૯

અથવા તો હજુ યે એક વધુ ગીત ગવાય છેઃ



ડુંગર કોરીને નીસર્યો ભમરો
જાજે રે ભમરા નોતરે

ગામ ન જાણું એની નામ ન જાણું
કીયાં બા રાયા ઘેર નોતરે

ગામ .... ને .... નામ છે
....બા રાયા ઘેર નોતરે

ઉઠોને એની તમે પહેરો પટોળાં
તમારે મૈયર પરગણુ આદર્યાં

ઘોડવેલે બેસી એની ....બા આવે
ખોળે તે બાવન બેટડો

હાથમાં ઝારી ....વહુ ઉભાં રીયાં
....વહુ નાખે બાને બેસણાં

બેસો બેસોને મારી પરદેશણુ નણદી
બેસીને વાત કરો ગોઠડી

બેસીશ બેસીશ રે મારા વીરાની જોડયે
બેસીને વાત કરીશ ગોઠડી

ઘરની ધણીઆણી તમે રાંધે ને ચીંધો
માડીની જાઇ જમવા બેસશે

ઘરની ધણીઆણી તમે ચીર સાડી પે'રો
માડીની જાઇ પટોળાં પે'રશે

ઘરની ધણીઆણી તમે ઓરડામાં મા'લો
માડીની જાઇ માંડવ મા'લશે

વીવલીયા ખુંદી બેની ઘેર પધારે
માડીનો જાયો તે વળામણે

દીઠાં દીઠાં રે બેની ....નાં ઝાડવાં
અમને તે દેજો બેની શીખડી

વાધજો વાધજો રે વીરા વડની વડવાઇઓ
પરવરજો પૂતર કેરે પારણે

માડીના જાયા તને દઉં રે આશિષો
સાતે પુત્રે ચાલે મલપતો

વેવાણની જાઇ તુને દઉં રે આશિષો
સાતે શોકયે ચાલે મલપતી*

---

* પ્રશ્નોરા જ્ઞાતિનું ગીત સરખાવો

સોનાની સાંજી ને રૂપાના મોર વાસ્યા રે
ઉરે પાંખાળા સુડલા નોતરે

ગામ ન જાણું ને નામ ન જાણું રે
કેરસ ઘેર જઉં રે સુડલા નોતરે

ઉઠો ગોરાં બેની બાઇ કરો શણગાર રે
પેરો પટોળાં ઓઢો ચુંદડી રે

થાળ ભર્યો કુમકુ જીપ ભરી સાર ખડે
[illegible] [illegible] [illegible] [illegible]ાં રે

મોખરે 'અગન ગગન પગ માંડતી' ને પડથી ગજવતી વીરની ઘોડી: ને પાછળ મશરૂના માફા વાળી મલપતી આવતી બેનની વેલડી : બેનના ખોળામાં બાવન–બેટડો સૂતો છે : વીરના હાથમાં ઢળકતો નેજો છે, ને બેનની વેલડીના માફા ઉપર સોનાનાં ઇંડાં ઝગકારા મારે છે. સંધ્યા સમયની અથવા તો પ્રભાતની પીળી ચંપાવરણી ધૂળ એ માફાને, અને એ મશરૂના નેજાને ચોંટતી આવે છે. ધરતી ધમધમે છે. એ રીતે બેનીબાની સવારી એ મંગળ ગીતોથી ગાજતા મહીયરના આંગણામાં આવી ઉભી રહી. ત્યાં તો મોટા ભાઇઓની વહુઓ ઝારીમાંથી નણંદને જળ પાય છે. અને ચાકળા ઢાળે છે. બબ્બે ભોજાઇઓ તો બાની તહેનાતમાં ઉભી થઇ રહી છે. વિનવે છે કે 'બેસો', પણ બ્હેનને તો વીરાની સાથે બેસીને વાતો કરવાની આતુરતા છે. ભાઇએ પણ બ્હેનને ઉત્સવની અંદર દમામભર્યાં આસનો સોંપી દીધાં. બ્હેન તો બિચારી પરદેશણ: મોંઘેરૂં મહેમાન: એ કબોચાણનું દિલ રખેને લગારે કોચવાય, એની ચિંતા રહે છે. અને વળી બ્હેન તો પરણતા વીરાના લલાટ પર સતારા ચોડી, કંકુની પીળ્ય કાઢી, રસીલા શણગાર કરશે. એનું ગળું તો માંડવો ગજાવશે.

બ્હેનો આવી, અન્ય સગાં પણ આવી ઉતર્યાં. અને હવે પીઠીનો આદર થયો. વરરાજા જરા શ્યામવરણા છે ખરા ને, એટલે એની ચામડીને ઉજાસ ચડાવવા, એના ઝીણામાં ઝીણા મેલ પણ ઉતારી નાખવા, અને એના દેહને સુગંધિત બનાવવા એને આખે અંગે પીઠી ચોળવામાં આવે છે. માતાએ મગ ભેળતી વખતે જ ગાયું કે

મગ રે મગોરા પીઠડી દળાવો
હળદર ગાંઠીયો પીઠડી દળાવો

એ રીતે માતાએ મગની દાળ દળાવી, તેમાં હળદરનો લોટ મિલાવી, પાકો રંગ ઉપડે એવા તેલની તૈયારી કરી:

આદિતની કરણે રે તમે નીંદરમાં પોઢો રે
વરરાજાને તેલ સંચારો, રન્નાદે જાગવો રે
સળીયો સોનાનો ઘડાવો, કે લોચનીયાં ભરે રે
આ રે અસાઢના ધાંણી તેલ પીલે મધરાતે રે

ઓ ભાઇ ઘાંચી ! અધરાતે કોઇનો ઓછાયો ન પડે તે વખતે તું આ પીઠીનાં તેલ પીલજે હો ! અને વળી

માંહી પીલે ડમરો ને માંહી પીલે મચકુંદ
એહ તેલ વરરાજાને શિર સોહે રે

એવા સુવાસિત તેલમાં ચાર સુવાસણીઓએ આંબાનાં પાંદડાં બોળીને તેલ વરના માથા પર સીંચ્યું. અને

અડદ દળન્તી તે મગ દળું, મગે તે હોશે પીઠી
પીઠી પીઠી કરશે રે પિત્રાઇ, હાથ પગ ધોશે રે ભોજાઇ
મુખડાં નિહાળે રે માની જાઇ

મીઠડાં તે માતાજી લેશે
મુલડાં તે દાદાજી દેશે

એમ ભોજાઇઓએ વરને શરીરે સોનાવરણી પીઠીનો લેપ મર્દન કરી નવડાવ્યો, માની જણી બ્હેને મુખ નિહાળ્યું, માતાજીએ મીઠડાં લીધાં, પિતાએ પીઠીના મુલ મૂલવ્યાં: વાટકે ઘોળીને પીઠી લાડકડાને ચોળી :

પીઠી પાવલાની પા શેર
પીઠી અરધાની અધ શેર
પીઠી રૂપૈયાની શેર
પીઠી આણી અમારે ઘેર
પીઠી વાટકડે ઘોળાય
પીઠી લાડકડાને ચોળાય

## ૨૦

અને માતાએ તો પીઠડાં લઇને પીઠી ભર્યાં પુત્રને આશિષ દીધી :



પીળો પીળો રે વાનો મેં સુણ્યો,
પીળો હળદરનો છોડ, સોય રે વાનો મેં નિરખીયો

ગોરા વરરાજા રે તમને પીઠડાં ચોળીશ,
જેમ રે સાજનીયાં સંતોખશે

હરીજન હરીજન રે હૈડે ડાબલા પાય
દોખીયડાં રે દાઝી મરે

રાતો રાતો રે વાનો મેં સૂણ્યો
રાતો કંકુનો છોડ, સોય રે વાનો મેં નિરખીયો

ગોરા વરરાજા રે તમને ટીલડાં કરીશ
જેમ રે સાજનીયાં સંતોખશે —હરીજન૦

લીલો લીલો ર વાનો મેં સુણ્યો
લીલી નાગરવેલ, સોય રે વાનો મેં નિરખીયો

ગોરા વરરાજા રે તમારે મુખડે તંબુલ
જેમ રે સાજનીયાં સંતોખશે —હરીજન૦

ભીનો ભીનો રે વાનો મેં સુણ્યો
ભીની કાજળ રેખ, સોય રે વાનો મેં નિરખીયો

ગોરા વરરાજારે તમારાં નયણાં ભરીશ
જેમ રે સાજનીયાં સંતોખશે —હરીજન૦

કાકીઓએ ને ભાભીઓએ મળીને ગાતાં ગાતાં પ્રભાતે પીઠી ચોળી, ચંપકવરણું રૂડું શરીર બનાવ્યું, લાલ તિલક કર્યું, લીલી નાગરવેલનાં તાંબુલ મ્હોમાં દીધાં, ને કાજળ થકી નયનો આંજ્યાં : એમ ચાર ચાર મંગલ રંગો વડે પુત્રનો દેહ ભભકી ઉઠ્યો.

## ૨૧

એમાં વળી કોઇ ટીખળી બોનાઇને યાદ આવી જાય છે કે વેવાઇને ઘેર તો કન્યા પણ સૌંદર્ય વધારવા માટે પીઠી ચોળાવતી હશે ! એટલે ભાભીએ પોતાના દેવરની વિશિષ્ટતા જાળવવા માટે વિનોદ ભરી દુવા દીધી :



પીઠી ચોળે પીઠી ચોળે પીતરાણી
હાથપગ ચોળે રે વરની ભાભી
મુખડાં નિહાળે રે વરની માતા !

પેલી પીઠી ચડશે રે મારા જીયાવરને
ઉતરતી ચડશે રે પેલી છોડીને

પાકાં તેલ ચડશે રે મારા જીયાવરને
કાચાં તેલ ચડશે રે પેલી છોડીને

પડતી કેરી ખાશે રે મારા જીયાવરને
ગોટલાં તો ચૂસશે રે પેલી છોડી રે

૨૨

આવા ખટ મીઠા પરિહાસ વચ્ચે પીઠીનાં મર્દન પૂરાં થાય, ને પછી ખળખળતે જળે ફીયરીયાનાં અંઘોળનો આદર થાય. ગવાયું છે કે જાણે આદિત્ય અને રન્નાદેનું યુગલ પોતે જ વીરાને સ્નાન કરાવવા ઉતરે છે. જાણે એને ગંગા યમૂનાના નીરનું ન્હાવણ દેવાય છે:



નાહોને નાહોને ફીયા ભાઇ રે
તમારા પાહોલા હેઠ ગંગા વસે
ત્યાં બેસી ફીયો ભાઇ નાહીયા રે

ત્યાં તો આદિત રાંદલ આવશે રે
આદિત હાથ કચોળડાં રે
રાણી રાંદલ તેલ સાંચરશે રે

નાહો નાહોને ફીયા ભાઇ રે
તમારા પાહોલા હેઠ જમના વસે રે
ત્યાં બેસી ફીયો ભાઇ નાહીયા રે

ત્યાં તો ફીયો ભાઈ કેઇ વહુ આવશે રે
ફીયા ભાઇ હાથ કચોળડાં રે
રાણી કેઇ વહુ તેલ સંચારશે રે

સૂર્ય–રન્નાદે સરીખી તમારી યે બેલડી બનો, તમારાં અંગનાં ઓજસ પણ એ જેવાં જ ઉઘડો, એવી મંગલ ભાવના આ વિધિ વાટે મ્હેકી ઉઠે છે. દેહનાં સૌંદર્ય ખીલવવાની ક્રિયામાં પણ વિશુદ્ધિ અને દેવત્વના જ મંગલ નાદ સંભળાય છે. અને નિર્દોષ પરિહાસનો એકાદ સૂર એ આખી વિધિના ગાંભીર્યમાં રૂપાળી ભાત પાડે છે.

૨૩

માથા પર તેલ સીંચી, પીઠીનાં મર્દન કરી, નવરાવી, બાજોઠે બેસારી, નયનોમાં કાજળ આંજી, કપાળે ટીલું કરી, પછી વરના પસ ભરાવાય છે. બન્ને વરનાં કુઇ ને કુવાનું યુગલ અથવા ભાઇ–ભાભીનું જોડું પરસ્પર સંકેત કરે છે:

ઉંચો ચોરો ચંદન ચોવટો
રે નીચી ભમ્મરીયાળી ભાત
ગિરધરલાલ કેરી બાંધણી રે

ત્યાં ચડી કયા ભાઇ સાજન પોઢશે
રે કઇ વહુ ઢાળે છે વાય—ગિરધર લાલ૦

અંગૂઠો મરડી પિયુ જગાડિયા
રે પિયુ તમે સૂતા છો કે જાગ—ગિરધર લાલ૦

આપણે ઘેર ....ભાઇનો સોયરો
રે ઉઘડાવો સોનીડાનાં હાટ—ગિરધર લાલ૦

સોનીડા લાવે રૂડાં ઝૂમણાં
રે તે તો મારે ....ભાઇને કાજ—ગિરધર લાલ૦

વીંઝણો ઢાળતી એ પત્નીએ કોઇ વૈશાખ માસના લહેરીઓ લેતા પરોડિયે પોઢેલા પતિને જગાડયા: જગાડયા પણ કેવી રસમય રીતિએ? અંગૂઠો મરડીને, ધધલાવીને નહિ! અને તે જ વખતે સોનીડાંનાં હાટ ઉઘડાવી ઝૂમણાં, દોસીડાનાં હાટ ઉઘડાવીને પામરી, સુતારનાં હાટ ઉઘડાવીને બાજોઠ, લુહારનાં હાટ ઉઘડાવીને દીવડો અને સુખડીયાનાં હાટ ઉઘડાવીને સુખડી કઢાવ્યાં; પરણનારના ખોબામાં પસ ભરાવ્યા.

સામા પક્ષમાં કન્યાને પણ એવાં જ ગીતો ગાઇ ગાઇ, એવી જ પીઠીના લેપ ને સુગંધી તેલનાં મર્દન કરી, આદિત્ય–શંદલ અને ગંગા જમૂનાનાં સ્મરણો સાથે અંઘોળ કરાવી સગાં વ્હાલાંએ પસ ભરાવ્યાં.

૨૪

દરમીયાન રોજેરોજ બન્ને ઘરો પ્રભાતીયાંને મંગલ સૂરે ગુંજતાં રહે છે. જાણે કે પ્રત્યેક પંક્તિએ મંગલ ભાવનાઓના ધૂપ દેવાઇ રહ્યા છે. ઘરમાં જાણે શબ્દો વડે દેવ આરતીના ડંકા પડે છે. ઉગતા સૂર્યનાં, તેજનાં, રાંદલ–આદિત્યની પ્રેમલીલાનાં, અને લગ્ન–જીવનના જે કાંઇ આદર્શો હોય તેન સ્તવનો વડે એક બાજુથી પ્રભાતને સ્વાગત દેવાય છે, ને બીજી બાજુ સૂતા વરરાજાની નિદ્રા ઉડાડાય છેઃ

સૂરજ ઉગ્યો રે કેવડીયાની ફણુશે કે વાણુલાં ભલે વાયાં રે
સૂતા જાગો રે *વાસુદેવના નંદ કે વાણુલાં ભલે વાયાં રે

સૂતા જાગો રે *સુભદ્રા બેનીના વીર કે વાણુલાં૦
તમ જાગે રે જાગે સહુ દેવ કે વાણુલાં૦
લેજો લેજો રે દાતણ ને ઝારી કે વાણુલાં૦
બેસજો બેસજો રે તુલસીને કયારે કે વાણુલાં૦
મુખ લૂજો રે પામરીયુંને છેડે કે વાણુલાં૦
લેજો લેજો રે શ્રીરામનાં નામ કે વાણુલાં૦

ને પછી કોઇ વિનોદ કરવા યોગ્ય સ્વજનને શી રીતે જગાડયા !

સૂરજ ઉગ્યો રે કેવડીયાની ફણુશે કે વાણુલાં૦
સૂતા જાગો રે +....બાઇના કંથ કે વાણુલાં૦
લેજો લેજો રે કદકું ને કુંકું કે વાણુલાં૦
દાતણ કરજો રે મલ્લાંની મસીદે કે વાણુલાં૦
મુખ લૂજો રે ધાબળીયુંને છેડે કે વાણુલાં૦
લેજો લેજો રે અલ્લા બલ્લાનું નામ કે વાણુલાં૦

* પછીથી વરના પિતા તથા બ્હેનનું નામ લઇને ગવાય છે.

+ વિનોદ કરવા લાયક જે પુરૂષ હોય તેની વહુનું નામ મૂકાય છે.

## ૨૫

એ વિનોદનું વ્હેન જરા ભડું બને છે. જમાઇરાજને દાતણ લેવા મોકલ્યા કલ્પાય છેઃ



આલા લીલૂડા વાંસ વઢાવો રે
તેની નાની શી ટોપલી ગુંથાવો રે
ટોપલી આપો બેનીબા-વર હાથ રે
ગોલો વેચી સાટીને ઘેર આવ્યો રે
ઓરડે ઉભાં બેનીબા લેખાં લે છે રે

ક્યાં ગયા હતા ? બાપડો ખુલાસો કરે છે:

તમારા દાદાને ઘેર હતા વીવા રે
અરધી રાતનાં દળણાં દળાવ્યાં રે
પાછલી રાતનાં પાણીડાં ભરાવ્યાં રે
સૂરજ ઉગ્યો ને દાતણીયાં નખાવ્યાં રે
પોર દિ' ચડયો ને છોકરાં પખળાવ્યાં
અમને આવડલી વાર ત્યાં લાગી રે

## ૨૩

લગ્ન-મ્હાલવા આવેલી સ્ત્રીઓ આટલો પરિહાસ કર્યા વગર રહી શકતી નથી. પરંતુ એ ટીખળ લાંબુ નથી ચાલતું. પ્રભાતનું સૌંદર્ય તેઓને વધારે આકર્ષે છે. સૂર્યોદયનાં ભવ્ય દર્શનમાંથી કેવી વાચા મળે છે ! કેવી કલ્પના પ્રગટ થાય છે !

સીંદૂરી વરણીના રે સૂરજ ઉગીયા રે
ચાંપલીયા વરણી કાંઇ ચાંદલીયે પ્રે વાસી રે
વેલ્ય પરવાળડે મોરીયો રે
વેલ્ય વેડાવો ને કળીયું ચૂંટાવો રે
હાર ગુંથાવો ને રાણી રન્નાદેનો રે
રાણી રન્નાદે તમે હાર સોવરાવો રે
તમ પિયુડો લાલ છડે રમે રે
લાલ છડે રમે પાસલા ઢાળે રે
રતન કચોળડે દીવા બળે રે

સૂર્યોદય એટલે સીંદૂરવરણી તે ચંપાવરણી બન્ને પ્રભાના છંટકાવ: આકાશની ફુલવાડીમાં જાણે કિરણોરૂપી વેલડીઓના ફુલ-ખીલાવ: રતન-કચોળે ઝળહળતા જાણે આદિત્ય-આવાસના દીવા: એ દીવાને અજવાળે જાણે રન્નાદે રાણીનો પિયુડો પાસા ઢાળી લાલ લાલ સોગઠે રમે છે. ને સાકરંગી પુષ્પો વીણીને પ્રિયતમા રાંદલ એ સ્વામીના ગળાનો હાર ગુંથે છે: આવી આવી કલ્પનાઓ એ ગાનારે ગ્રામ્યજનોની આંખોમાં રમી રહી હશે.

૨૪

પક્ષીઓ પણ પોતાના મીઠા કિલકિલાટ વડે પોઢી ગયેલાઓને જગાડવા આવે છે. લીલુડા વનના પોપટઓ બાર આંગણાની આંબાડાળે બેસીને "જાગો! જાગો!" ના ટોકા ગજાવ્યા. પરણતી બ્હેનના ચારે વીર જૂદે જૂદે સ્થળે સૂતા હતા તેને એક પછી એક મધુર રીતે ઉઠાડ્યા. અને પછી

વિવાહ પર આવેલા જમાઇ રાજને કાગા રાણાના કર્કશ સંગીત વડે ઉઠાડયાનો પરિહાસ થયો :—



મારે તે આંગણુ આંબલો
આંબલિયાનાં ઓળેરાં પાન કે લીલૂડા વનનો પોપટો

તીયાં બેસી પોપટ રાણો વાસીયા
જગાડયા ચારે ય વીર કે લીલૂડા વનનો પોપટો

*મેડીયું માયલા મોટાભાઇ જાગીયા
વહુ રે વહુ મોટી વહુના કંથ કે લીલૂડા વનનો પોપટો

* * *

ચારે તે જાગીને શું કર્યું
રાખ્યો મારા માંડવડાનો રંગ કે લીલૂડા વનનો પોપટો

મારે તે આંગણુ લીંબડો
લીંબડીયાના પાંખેરાં પાન કે લીલૂડા વનનો કાગડો

તીયાં બેસી કાગો રાણો વાસીયા
જગાડયા ચારે જમાઇ કે લીલૂડા વનનો કાગડો

* પછી ઓરડા માયલા ભાઇ, ઓસરી માયલા ભાઇ, માંડવા માયલા ભાઇ, એમ ત્રણે ભાઇઓને વિષે એની એ પંક્તિઓ ગવાય છે.



મંગળમુખી માલણ આવી. ફુલોનો વીંઝણો ગુંથીને લાવી:

માલણ વીણે જાવંતરીનાં ફુલ રે
માલીડો ગુંથે વીંઝણો રે

માલણ પૂછે માલીડાને વાત રે
ક્યાં ભેટે જાશે વીંઝણો રે

આપણા શે'રમાં કીધો ભાઇ દેહોત રે
ક્યાં ભેટે જાશે વીંઝણો રે

આપણા શે'રમાં ....ભાઇ દેહોત રે
દેહોતે જાશે વીંઝણો રે

ઠાકોર પોઢયા પીતળીયે પલંગ રે
વહુ ....બા ઢોળે વીંઝણો રે

સૂતા જાગો નણદલબાના વીર રે
માલણ ઉભી તપ ધરે રે

માલણને આપો સોળે શણગાર રે
માલણ જાશે મલપતી રે

મંગલ પ્રભાતનો એવો મહામૂલો વીંઝણો તો સાચે જ જે કોઇ મોટો દાતાર હોય, એને જ ભાગે જાય. બીજા બધા ટળવળતા રહે. ફુલની મહેનતનાં મોટાં મૂલ લઇને માલણ મલપતી ચાલ્યે ચાલી ગઇ. તુલસીને ક્યારે દાતણ થયાં, પામરીએ મ્હોં લુછાયાં ને રામનાં નામ લેવાયાં : પ્રભાતની મંગલ દશા એ રીતે પથરાઇ રહી.

૨૬

સૂર્યનો ઉદય થયો. અને જાણે ઉગમણી દિશામાં કોઇ મંગળમય દેવતાનાં કંકુવરણાં પગલાં દેખાયાં. એ અંતરિક્ષમાં ચાલ્યાં આવતાં

દેવ-યુગલ કોણ છે? એ તો છે લાશ અને લક્ષ્મી : શ્રીપતિ અને શ્રીદેવી : એ બન્ને શી વાતો કરે છે? પરસ્પર મસ્લત કરે છે કે આપણે કોને ઘેર જશું? ક્યા ઘરને આંગણે આપણે પગ મેલવા જેવી પુનિત ભૂમિ છે? ગીત ગાનારીઓ એ દેવ-બેલડીની વાતો પોતાના ગીતમાં ઉતારે છે:—



ઉઠોને ભોળી વીંછળોને ગોળી
મહીડાં વલોવો ભેંસું તણાં રે

મહીડાં વલોવશે મારી ....ભાઇની માડી રે
પેરણ પટોળી ઓઢણ ચુંદડી રે

*લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ભાઇ પરભાતે પાણી ગળે

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘરે જાશું રે
જે ઘર સાસુ વહુ સુવાસણાં

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ઘેર બાપ દીકરો લેખાં કરે

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ઘેર પુતર કેરાં પારણાં

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ઘેર વરધ ઉતાવળી

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ઘેર સમી સાંજ દીવો બળે

* લાશ (લાછ) શબ્દનો અર્થ સમજાતો નથી. કદાચ લક્ષ્મીનું જ ટુંકાવેલું નામ હોય. તો પછી આંહી બે દેવીઓ સમજવી.

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ઘેર સામી ભીંતે સાથીઆ

લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે
જે ઘેર પોપટ કેરાં પારણાં

જેને ઘેરે પ્રભાતમાં જ વ્હેલાં પાણી ગળાય, સમી સાંજના જ દીવા પ્રગટ થાય, ને પિતાપુત્ર સંપી ઝંપીને ચોપડા લખે, એવા ઉદ્યમશીલ ઘરમાં જ લક્ષ્મીનાં વાસા સંભવે: જેના ઘરમાં સાસુ વહુ બન્ને સૌભાગ્યવતીઓ હોય, પારણે પુત્ર રમતો હોય, ભીંતે સાથીઆનાં મંગલ ચિન્હો અંકાયાં હોય, ને પ્રભુનામ ભણતો રૂપાળો પોપટ પાંજરે બેઠો હોય, એજ ઘર સુખી હોઇ શકે. લક્ષ્મી અને લક્ષ્મીપતિનાં એજ મનમાન્યાં મુકામ છે. આવું મંગલ ગૃહ-જીવન પ્રભાતને પ્હોર ગીતોમાં સરજીને ગાનારીઓ સહુ કુટુંબીજનોને જાગૃત કરે છે. અને પ્રમાદ ઉરાડી ઉદ્યમ પ્રેરે છે.

## ૨૭.

ફરી પાછી અન્ય એક પ્રભાતીયામાં કુદરતી દૃશ્યની નવી કલ્પના ઉદ્ભવે છે:



### રોયણ વીયાણી રે તારલા ઉગીયા

ચંદ્ર-રાણી રોહિણીને પ્રસવ થયો ને તારલા રૂપી બચ્ચાં અવતર્યાં! કલ્પના તો એટલેથી જ થંભી રહે છે, અને આખું ગીત વિનોદના વાહિકાએ વહેવા લાગે છે:

રોયણુ વીયાણી રે તારલા ઉગીયા
જેમ મુખ સુણોરે ....ભાઇ દાતણુ વિના
દાતણીયા તેડાવોરે વર બેનીબા તણા
દાતણીયાં લઇ આવે રે ....જમાઇ માંડવે
દાતણીયાને આલો રે દોઢ બદામ રોકડી
તેની રે ઘડાવો રે બેનીબાને ટોટડી
ટોટડી પેરીને રે બેન માંડવ માલશે

એ રીતે વરરાજાના બનેવીને દાતણુ, મર્દન માટે તેલ, નહાવા માટે પખાલ, મુખવાસ માટે તંબોળ વગેરે લાવવાનું કહેવામાં આવે છે, અને એવા વિનોદની ઘાટી પાતળી લહેરમાં પ્રભાતની પ્રવૃત્તિનો પ્રારંભ થાય છે.



## ૨૮

પરણવા જવા માટેનો ગંભીર દિવસ પાસે ને પાસે આવતો જાય છે. તેમ તેમ વરરાજા જાણે કે પોતાના જીવનના એ ચાલ્યા આવતા અગમ્ય પલટા વિષે કંઇક નિગૂઢ વેદનાની, ચિંતાની ને પ્રીતિની લાગણીઓ અનુભવતો હશે. દાંપત્યના રસની એને ગમ નહિ પડતી હોય. એનું અંતઃકરણ થડક થડક થાતું હશે. તેવા સમયમાં એને અંતરે હિમ્મત પૂરવી, સૌંદર્યનું સિંચન કરવું, મનોરમ કલ્પના માંહેથી એના મનને પસાર કરાવી મુંઝવણો છોડાવી દેવી, એ જરૂરનું હતું. જે સરલતાથી દિવસ પીગળી જઇ રાત્રિના પ્રદેશમાં ઉતરી પડે છે, વચ્ચે રહેલી જબરદસ્ત અસંગતતા જે રીતે પોતાને કળાવા દીધા સિવાય દિન-રજનીનું ઓતપ્રોત મિલન સધાવી લે છે, તેવી જ કોઇ કોમલ પરિવર્તનની રીતિ વડે આ ગીતો આપણા તરૂણ પતિરાજને જુગલ જીવનની નવી અજાણી દુનિયામાં, કંઇ જ આંચકો ખવરાવ્યા વિના ઉપાડી જાય છે. હંસરાજાનું એ સંબોધન કેવું મીઠું, ગલગલીયાં કરતું ને અર્થભર્યું છે! નીરક્ષીરનો વિવેકી વરરાજ શું સાંભળે છેઃ

ગાગર ઉપર બેઠો લીલો હંસ રે
આ હંસ કેણે ઉડાડીયો રે!

કહો હંસ રાણા ક્યાં તમારા વાસ રે
આ ક્યાં તમારાં બેસણાં રે!

આંબા ડાળે હુવા અમારા વાસ રે
આ સરોવર પાળે બેસણાં રે!

કહો હંસ રાણા કેમ જાશો પરદેશ રે
આ કેમ કરી દરિયો ડોળશો રે !

પાંખે ઉડી જાશું રે પરદેશ રે
આ ચાંચે દરિયો ડોળશું રે !

ગાગર ઉપર બેઠો લીલો હંસ રે
આ હંસ કોણે ઉડાડીયો રે !

કહો *....ભાઇ કયાં તમારા વાસ રે
આ કયાં તમારાં બેસણાં રે !

+....શહેરમાં હુવા અમારા વાસ રે
આ ભરી બજારે બેસણાં રે !

કહો ....ભાઇ કેમ જાશો પરદેશ રે
આ કેમ કરી લાડડી લાવશો રે !

રૂપિયાની થેલીએ જાશું પરદેશ રે
આ ગરથે લાડડી લાવશું રે !

---

*વરનું નામ +વરના વતનનું નામ

## ૨૯

એ લાડડીને લેવા જવા માટે શણગારની સજાવટો થવા લાગી. નવાં વસ્ત્રાભૂષણો પહેરતાં મન કેવી રીતે મલકાઇ ઉઠે, અંગો કેવા મદ વડે મરડાવા લાગે, તેનો બૂબહૂ ચિતાર જોઇએ:

ઝલ રે મગીયાનો ઝલ રે સીવડાવો
ઝલ રે સીવડાવો
દોરંગી વેતરાવો.

કેડ મરડીને પે'રો રે ....ભાઇ
પે'રો રે ....ભાઇ
વીરાનાં મન મોહશે.

વીરા ....ભાઇ આની કોર જોશે !
ઓલી કોર જોશે !
લળી લળી મોઢા સામું જોશે !
હસી હસી મોઢા સામું જોશે—ઝલ૦

૩૦

વરરાજા શણગારો સજીને ફુલેકાં ફરવા માટે ઘોડે ચડ્યા : ઘોડેસવાર વીરો કેવો દિસ્યો ? ઓહો, એને તો 'જોવા જગ મળ્યું' : ગામ બધું જોવા માટે હલક્યું :

કુંવર ઘોડે ચડ્યા ને જોવા જગ મળ્યું
મારી શેરીમાં હાટ નો માય કુંવર ઘોડે ચડ્યા

વીરા મેં રે દોશીડા તને વારીયો
રૂડી પામરીયું લઇ આવ કુંવર ઘોડે ચડ્યા

જી રે ....ભાઇ તે ....બ્હેનને વીનવે
મારા લાલ ગુલાલને કાજ કુંવર ઘોડે ચડ્યા

એ જ રીતે સોનીડાને વીનવ્યો-બેરખડા લઇ આવ : માળીડાને વીનવ્યો-વીંઝણલા લઇ આવ : આજ તો કશી યે ઊણપ ન રહેવી જોઇયે. વીરોજી આજે પોતાના જીવનસર્વસ્વને જોવા ચડે છે.

૩૧.

કેસરીઆ વાઘા પહેરીને વર ફુલેકે ચડે છે. એની બ્હેન એને મીઠડાં લે છે. એની ભાગ્યવતી માતા માથે મોડીયો બાંધીને હાથમાં દીવડો લઇ ચાલી આવે છે. મામો મામેરૂં ભરીને આવે છે :



કેસરીઆ ચડો વરઘોડે
ચડો વરઘોડે ને લાલ અંબોડે-કેસરીઆ૦

મીઠડાં લઉં તારા માથાની મોળ્યે-કેસરીઆ૦

ધન્ય તારો દાદોજી ફુલેકામાં મા'લે-કેસરીઆ૦

ધન્ય તારી માતા મોડબંધી આવે-કેસરીઆ૦

ધન્ય તારો વીરો સાજનીયાં તેડાવે-કેસરીઆ૦

ધન્ય તારો મામો મામેરાં લઇ આવે-કેસરીઆ૦

૩૨

ફુલેકાં ફરી રહેવાયાં છે. અને આજે તો જાન વિદાય થવાનો, પરણવા જવાનો, પરસ્પરનાં દર્શને પળવાનો પુનિત દિવસ આવી પહોંચ્યો છે. આજે તો



*ધૂંબ પડે રંગ મોલમાં રે
પડે રે નગારાંની ધ્રાંશ ભમર તારી જાનમાં રે

દાદા વિના કેમ ચાલશે રે
દાદા ........ભાઇ હોય, ભમર તારી જાનમાં રે

એ રીતે રંગમહેલમાં ઢોલની ધૂંબ પડી. નગારાં પર ઘાવ પડયા. જાન જોડાઇ. કુટુમ્બીઓ સાજન બનીને ચાલ્યાં. ફુલડાંના ભોગી વર ભમર-રાજની જાનમાં ગવાતું આ ગીત ઢોલ પર દાંડી પડતી હોય તેવા સૂર કાઢીને ગવાય છે. કાકા, મામા, વીરા, સહુનાં નામ લઇને નવી કડીઓ રચાય છે.

* પાઠાન્તર—
ભમર ઉડે રંગ મોલમાં રે

૩૩

પ્રસ્નોરી રસિકાઓ તો એથી પણ અધિક ઉલ્લાસની જમાવટ કરે છેઃ



કંકુડાં ઉડ્યાં રે મોંઘા મૂલનાં, ઉડે ઉડે અધમણ ગુલાલ
કેસરીયાની જાનમાં રે

દાદા વિના કેમ ચાલશે રે, દાદા કીયા દેવ છે સાથ
વીરા તારી જાનમાં રે

ઢોલડીયા ઢળાવું તારા ચોકમાં રે, પડે રે નગારાંની ધ્રાંશ
વીરા તારી જાનમાં રે

કાકા વિના કેમ ચાલશે રે, કાકો કીયો દેવ છે સાથ
હોંશીલાની જાનમાં રે

નોબત બેસારૂં તારા ચોકમાં રે, શરણાઇ સરવો છે સાદ
વીરા તારી જાનમાં રે

મામા વિના કેમ ચાલશે રે, મામા કીયો દેવ છે સાથ
ડોલરીયાની જાનમાં રે

પૂતળીયું નચાવું તારે માંડવે રે, નાચે ભવાયાની જોડ
ભમર તારી જાનમાં રે

વીરા વિના કેમ ચાલશે રે, વીરો કીયો ભાઇ છે સાથ
લેરખડાની જાનમાં રે

વાજાં વગડાવું તારા ચોકમાં રે, હાથીડા રાજદુવાર
વીરા તારી જાનમાં રે

કેસરીઓ : હોંશીલો : ડોલરીયો : ભમરીયો : લેરખડો : એવાં એવાં વિશેષણોથી ઉમળકાભરી બ્હેન પોતાના વિદાય થતા વીરને વધાવે છે. ચાંદરડાંના બદલાતા જતા રંગોની માફક પ્રત્યેક શબ્દ વરરાજાને નવે નવે રંગે આલેખી રહેલ છે.

## ૩૪

પરતુ એમ તો કુંવર શી રીતે ઘોડે ચડી શકે? હજુ એના શિર પર કૈં કૈં ઋણ રહ્યાં છે. સંસારનાં એ સૂક્ષ્મ કરજ ચૂકાવ્યા વગર માનવી જીવનની સફલતા કોઇ ન મેળવી શકે. એક પછી એક લેણદાર આવીને એનો છેડો ઝાલી રાખે છે:



પાગડલે રે પગ દઇ ચડો રે વરરાજા !
ગોત્રજ છેડો સાહી રહ્યાં.

મેલો મેલો રે ગોત્રજ છેડા અમારા
તમારા કર અમે આપશું

જેણે નાનાં થકી મોટા રે કીધાં
તેના તે કર કેમ ભૂલશું

પાગડલે પગ દઇ ચડો રે વરરાજા !
માતાજી છેડા સાહી રહ્યાં.

મેલો મેલો રે માતા છેડા અમારા
તમારા કર અમે આપશું

જેણે તે નવ માસ ભાર વેંઢાર્યો
તેના તે ગુણ કેમ ભૂલશું

પાગડલે પગ દઇ ચડો રે વરરાજા !
ફૈયર છેડો સાહી રહ્યાં

મેલો મેલો રે ફૈયર છેડો અમારો
તમારા કર અમે આપશું.

જેણે નાને થકી નામ પમાડયાં
તેના તે ગુણ કેમ ભૂલશું.

પાગલડે પગ દઈ ચડો રે વરરાજા
બેનડ છેડો સાહી રહ્યાં

મેલો મેલો રે બેનડ અમારા છેડા
તમારા કર અમે આપશું.

જેણે નાના રે પણમાં લાડ લડાવ્યા
તેના તે ગુણ કેમ ભૂલશું !

એ રીતે સહુ કુટુંબીજનોનાં ઋણ સ્વીકારી, આભારભીને અંતરે પુત્ર પરણવા ચાલે, તો એને મદ ન ચડે, ખુમારી ન આવે, પારકી જણીના મોહમાં અંજાઇ જઇને અન્ય કુટુંબ-ઋણો વિસરી ન જાય, એવા શુભ્ર સંકેતમાંથી જ આ ગીત સ્ફુરેલું હશે.

## ૩૫

કેસરીયા કુંવરને પાદર સુધી વળાવવા માટે એક વિલક્ષણ ઢંગવાળું માનવી દોડયું જાય છે. હાથમાં સળગતો દીવડો છે. આનંદે છલકતી, ભાદરવાની ભેંસ સરીખી, અને ઉતાવળે જેવું તેવું માથું ઓળી લેતાં જેના વાળ પર મોટી જૂં રહી ગઇ છે તે બિચારી પેલી ઘેલી જનેતા: વરની એ માતા પરિહાસનું પાત્ર બને છે:



હાલંતી મ્હાલંતી નીસરી
જાણે ભાદરવાની ભેંસ રે

ઓળી ચોળીને માથાં ગુંથીયાં
ટોકળો ટળવળ્યો જાય રે

માફામાં બેઠેલી બ્હેન પોતાના વીરના માથા પરથી લુણ ઉતારે છેઃ એટલે કે ભાઇને કોઇ પ્રેત બલા ન સતાવે, ભાઇ ઉપર કોઇની ભારી નજર ન પડે, તેથી મીઠું ઉતારે છે. એક પીતળની ટબુડીમાં મીઠાના ગાંગડા નાખી બ્હેન એ ટબુડી ભાઇના શિર ઉપર બજાવે છેઃ

મારી તે માના ....ભાઇ
તારાં લૂણુલાં ઉતારે છે ચાર
સીતા કુંતા ને દ્રૌપદી
ચોથી હરચંદની ઘરનાર
* * *

---

* તે પછી કન્યાપક્ષને ઉદ્દેશીને જે અસભ્ય વિનોદ કરેલ છે એ આપણે નથી સંઘરવો, માટે જ આંહી જૂદો આપીએ છીએ.

તારી તે માની લાડડી
તારાં લુણલાં ઉતારે છે કોણ રે
કડણ ભૂંડણ ભૂંકતી
જાણી શેઢાની શિયાળ રે

૩૬

ઉપલતી–વિદાય થતી સાજન મંડળીની વચ્ચે વરરાજ શા શા રંગે શોભે છે!

મેઘવરણા વાઘા વરરાજા
કેસર ભીનાં વરને છાંટણાં

મેઘલ રંગના વાઘા ! લોકકવિને રંગ પારખવાની સાચી રસદૃષ્ટિ હતી. ઘનશ્યામ રંગ ! રામ અને કૃષ્ણના દેહનો વર્ણ: તે પર કેસરનાં છાંટણાં : અને ખુલ્લાં અંગો તે બધાં પીડી થકી ઉઘડેલાં, ચમકતાં, ને સુંવાળાં સફેદ: પરણવા જતા એ વરને યાદ કરાવે છે કે તમને તો સાસરવાસી ગામને સીમાડેથી જ નિરનિરાળા રખેવાળો વધામણીની ભેટ સોગાદો માગી માગી સતાવશે, તે વખતે તમે શું કરશો? એ ચોકીદારો આડા ફરશે તો 'લાખેણી લાડી' શી રીતે લાવશો ? માટે તમામને 'રૂડી રીત' દેજો–સરપાવ દેજો ! કેમકે તમે તો રાજા છો:



મેઘવરણા વાઘા વરરાજા
કેસર ભીનાં વરને છાંટણાં

સીમડીએ કેમ જાશો વરરાજા
સીમડીએ ગોવાળીડા રોકશે

ગોવાળીડાને રૂડી રીત જ દેજો
પછે મોટાનાં છોરૂ પરણશે
પછે લાખેણી લાડી લાવશે.

વાડીએ કેમ જાશો વરરાજા
વાડીએ માળીડો રોકશે

* * *

સીમાડાનો ગાયો ચારતો ગોવાળ : પાદરની ફુલવાડીએ ફુલો ઉછેરતો માળી : બજારે રાજ કરતું મહાજન : અને માંડવે મંત્રોચ્ચાર ભણતો પુરોહિત : એ બધાં તો ગામનાં આભૂષણો હતાં. સૌંદર્ય, સમૃદ્ધિ, સુગંધ, સત્તા, અને શાસ્ત્ર વિગેરેના સદા જાગ્રત પહેરગીરો હતા. એના લાગા તો સહર્ષ ચૂકવવામાં આવતા. એ વરરાજાને–એટલે કે એ રાજરાજેન્દ્રને પણ આ ગ્રામ્ય-જીવનના ચાર પાચ ચમરબંધીઓની ખંડણી ચૂકવવી જ પડતી.

---

*એજ પ્રમાણે : ચાંપલે–ઢોલીડો બજારે–મહાજન
શેરીએ–સાળો માંડવે–ગોર

૩૭

પરંતુ એ ખંડણી મફતની મૂકવવાની ન હોય. ચાર દહાડાનો એ ચક્રવર્તી વરરાજ જીવનનો એક અપૂર્વ દિગ્વિજય કરવા ચાલ્યો છે, એટલે તેનાં સ્વાગત પણ સીમાડેથી જ શરૂ થવાં જોઇયે. વરરાજની બ્હેનો, ચોપાસના સીમાડા ગજવતે ગળે, લબા મીઠા, શરણાઇ સરીખા સારંગ-સૂરે, સાસર-ગામને સીમાડેથી જ સંદેશા મોકલવા માંડે છે, અને એ સંદેશ લઇ જનારો દૂત પણ દેવપંખી મોરલો જ બને છે:



મોર તારી સોનાની ચાંચ
મોર તારી રૂપાની પાંખ
સોનાની ચાંચે રે મોરલો મોતી ચરવા જાય.

મોર જાજે ઉગમણે દેશ
મોર જાજે આથમણે દેશ
વળતો જાજે રે વેવાયુંને માંડવડે હો રાજ.

વેવાઇ મારા સૂતો છો કે જાગ
વેવાઇ મારા સૂતો છો કે જાગ
*....ભાઇ વરરાજે સીમડી ઘેરી માણારાજ.

સીમડીએ કાંઇ ચમર ઢોળાવ
સીમડીએ કાંઇ ચમર ઢોળાવ
ચમરનો હોંસી વીરો મારો આવ્યો માણારાજ.

વેવાઇ મારા સૂતો હોય તો જાગ
વેવાઇ મારા સૂતો હોય તો જાગ
*....ભાઇ વરરાજે ઝાંપલા ઘેર્યા માણારાજ.

* વરનું નામ

ઝાંપલીયે કાંઇ છાંટણાં છંટાવ
ઝાંપલીયે કાંઇ પાણીડાં છંટાવ
ઠંડકુંનો હોંસી વીરો મારો આવે માણારાજ.

વેવાઇ મારા સૂતો હોય તો જાગ
વેવાઇ મારા સૂતો હોય તો જાગ
*....ભાઇ વરરાજે શેરીયું ઘેરી માણારાજ.

શેરીએ કાંઇ ફુલડાં પથરાવ
શેરડીએ કાંઇ ફુલડાં પથરાવ
સુગંધીનો હોંશી વીરો મારો આવે માણારાજ.

*

તોરણે કાંઇ તંબોળ છંટાવ
તોરણે કાંઇ તંબોળ છંટાવ
તંબોળનો હોંશી વીરો મારો આવે માણારાજ.

*

માંડવડે કાંઇ લાડડી પધરાવ
માંડવડે કાંઇ લાડડી પધરાવ
લાડડીનો હોંશી વીરો મારો આવે માણારાજ.

*

ગોત્રીજે કાંઇ રમતું મંડાવ
ગોત્રીજે કાંઇ રમતું મંડાવ
રમતુંનો હોંશી વીરો મારો આવે માણારાજ.

૩૮

આવતી જાનનાં ડંકા નિશાન ગડેડયાં. ગામને પાદર તંબુ તાણાવા લાગ્યા:

કીયા ગામ ગડયાં રે નિશાન
કીયા ગામને પાદર મોરી રાજવણુ ! તંબુ તાણીયા રે

કીયા રાજ કેરી રે સીમ
કીયા ભાઇ વરરાજો મોરી રાજવણુ ! ઘોડાં ખેલવે રે

કીયા ભાઇએ જોડી રે જાન,
કીયા રે વેવાઇનો મોરી રાજવણુ ! લેલર માંડવો રે

કીયા ભાઇ કેરો રે મોર
કઇ વહુ સુવાસણુ મોરી રાજવણુ ! ઢળકતી ઢેલડી રે

કઇ વેવાણુ પોંખશે રે મોર
કઇ વહુ સુવાસણુ મોરી રાજવણુ ! પોંખે જોડલાં રે

દસે દિશાના પડદામાં થરેરાટી દેતા એ સૂરો વચ્ચે રૂમઝુમાટ કરતી જાન, ગામને પાદર વડલાને છાંયડે બરાબર દીવે વાટયો ચડી તે વખતે આવીને ઉભી થઇ રહી. અને એ દીવોબળતી મેડીએથી કોણુ જાણે કેટલીયે પ્રીતિભરી મીટ માંડીને 'બાળા વરને જોઇ રહી' !

મારા જીયાવરની મેડીયે દીવા બળે,
ઓલ્યા વેવાઇને ઝાકઝમાળ બાળા વરને જોઇ રહી !

૩૯

કોને જોઇ રહી ! કોણ આવે છે એ ? મારી આંખોમાં આ અજવાળાં શાનાં છવાયાં ? ઓ સુભગા ! તારી જીવન-પૂર્ણિમાનો ચંદ્રમા આવે છે:

આવે આવે રે વાસુદેવનો નંદ
પૂનમ કેરો ચંદ
દીવા કેરી જ્યોત
વીવા' કેરી વરધ
કે વર આવ્યે અજવાળાં રે !

તું મોકલ વેવાઇ વાટકડો
તારે તોરણુ આવે છે લાડકડો–આવે આવે રે૦

તું મોકલ વેવાઇ સોપારી
તારે તોરણુ આવેછે વેપારી–આવે આવે રે૦

તું મોકલ વેવાઇ હાથીડા
બેસી આવે વરરાજાના સાથીડા–આવે આવે રે૦

તું મોકલ વેવાઇ પાલખડી
બેસી આવે વરરાજાની મા લખમી–આવે આવે રે૦

તું મોકલ વેવાઇ વેલડીયું
બેસી આવે વરરાજાની બેનડીયું

આવે આવે રે વાસુદેવનો નંદ
પુનમ કેરો ચંદ
દીવા કેરી જ્યોત
વીવા' કેરી વરધ
કે વર આવ્યે અજવાળાં રે !

## ૪૦

જેને માટે ઊભી તપ કરતી હતી તેને આજે આવ્યો દેખી એકીટશે જોઇ રહી. એણે પણ પંદર દિવસ સુધી પ્રીતીભર્યાં પ્રભાતીયાં સાંભળ્યાં છે. પીઠીઓ ચોળાવી છે, માંગલિક તેલનાં મર્દન લીધાં છે, ઉનાં ખળખળતાં મોથવાણી પાણીનાં અંઘોળ કર્યાં છે, અને એ ચંપકવરણા દેહ ઉપર કાકા, મામા, ને વીરાજીએ પસ ભરાવેલી ચુંદડી પહેરી લીધી છે: કેવી ભાતીગળ એ ચુંદડી !



નવેનગરથી ચોળ ચુંદડી વાપરી,
આવી રે અમારલે દેશ રે વોરો રે દાદા ચુંદડી.

ચુંદડીયુંને ચારે છેડે ઘૂઘરી,
વચમાં તે આળેખ્યા ઝીણા મોર રે વોરો રે દાદા ચુંદડી.

સંકેલું તો ઘમકે રૂડી ઘૂઘરી,
ઉખેળું ત્યાં ટહુકે ઝીણા મોર રે વોરો રે દાદા ચુંદડી.

અમદાવાદી ચોળ ચુંદડી વાપરી,
આવી રે અમારલે દેશ રે વોરો રે કાકા ચુંદડી.

ચુંદડીયુંને ચારે છેડે ઘૂઘરી,
વચમાં તે આળેખ્યા ઝીણા મોર રે વોરો રે કાકા ચુંદડી.

સંકેલું ત્યાં ઘમકે રૂડી ઘૂઘરી,
ઉખેળું ત્યાં જગમોહનની ભાત રે વોરો રે કાકા ચુંદડી.

સૂરત શેરથી ચોળ ચુંદડી વાપરી,
આવી રે અમારલે દેશ રે વોરો રે મામા ચુંદડી.

ચુંદડીયુંને ચારે છેડે ઘૂઘરી,
વચમાં રે આળેખી પોપટવેલ રે વોરો રે મામા ચુંદડી.

સંકેલું ત્યાં ઘમકે રૂડી ઘૂઘરી,
ઉખેળું ત્યાં પોપટ બોલે વેણુ રે વોરો રે મામા ચુંદડી.

જુનાગઢથી ચોળ ચુંદડી વાપરી,
આવી રે અમારલે દેશ રે વોરો રે વીરા ચુંદડી.

ચુંદડીયુંને ચારે છેડે ઘૂઘરી,
વચમાં રે ચોખલીયાળી ભાત્ય રે વોરો રે રૂડી ચુંદડી.

સંકેલું ત્યાં ઘમકે વાગે ઘૂઘરી,
ઉખેળું ત્યાં ટૌકે ઝીણા મોર રે વોરો રે વીરા ચુંદડી.

૪૧

એવી ચુંદડીએ ઓપતી કન્યા વરને જોઇ રહી. સંધ્યાના ખીલતા રંગો વચ્ચે રંગાતા એ મુખ સામે કન્યા જોઇ રહી. જેને જોયે આંખડીઓની તરસ કદાપિ યે ન છીપે, તેને એકીટશે જોઇ રહી. પાદરની-લીલુડી વૃક્ષ-ઘટા નીચે ઉભેલા કેસરીયા વરને જોઇ રહી. અને એ ભીનલા વરણા જીવન સાથીની મુખમુદ્રામાં એણે પોતાના દેવાધિદેવનું દર્શન કર્યું. પિતાના ઉંચા ઉંચા ગઢને ગોખે ચડીને જેમ પોતે જોવે છે, તેમ પોતાના વડીલો પણ વરને નિહાળવા ચડયા છે. પરંતુ એ જોનારી આંખો જૂદેરી છેઃ



ઉંચા ઉંચા રે દાદે ગઢ રે ચણાવ્યા
ગઢ રે સરીખા ગોખ મેલીયા

ગઢડે ચડીને બાઇને દાદાજીયે જોયું
કન્યા ગોરાં ને રાયવર શામળા !

વરને શામળો ભાળીને પિતાને અફસોસ થયો. ત્યાં તો દીકરી બોલી ઉઠી :

એના ઓરતડા મ કરશો દાદા
દ્વારકામાં રણછોડરાય શામળા

ઉંચા ઉંચા રે કાકે ગઢ રે ચણાવ્યા
ગઢ રે સરીખા ગોખ મેલીયા

ગઢડે ચડીને બાઇને કાકેજીએ જોયું
કન્યા ગોરાં ને રાયવર શામળા !

એના ઓરતડા મ કરશો કાકા
કાશીમાં વિશ્વનાથ છે શામળા

પછી તો મામાએ પણ ગઢ ઉપર ચડીને નિહાળ્યું: એને યે ઓરતા થયા : અરેરે ! ભાણેજ ગોરી ને વર ભીને વાને ! કન્યા કહે છે :

એના ઓરતડા મ કરશો મામા
નગરમાં નગેશ્વર બેઠા શામળા

પોતાના વીરાને પણ બ્હેનીએ ધીરજ દીધી કે

"એના ઓરતડા મ કરશો વીરા
લક્ષ્મીજીના શ્રીકૃષ્ણ વર શામળા"

શામળો છો ને રહ્યો ! પોતાનો તો મનનો માન્યો છે ને ! હૃપે ભર્યા સરોવરની મોતીઉબાંધી પાળે પાણી ગઇ હતી તે દિવસે ધોતીયાં ધોતો, પાણીના છાંટા ઉડાડીને વૈશાખ માસે પરણવાનું વચન દેનારો, બાહ્નની નિશાળે ભણતો, લેખણ લઇ લક્ષ્મીનાં લેખાં લખતો, દડુલીયે જેણે બેનીબાનાં મન મોહાવેલાં તે બવળી બજારનો ગેડીદડે રમનારો,

'કડય રે પાતળીઓ ને મુખ રે શામળીયો' મળ્યો, પછી કન્યાને તો એ પોતાના દેવાધિદેવ સરીખો–શ્રીકૃષ્ણ સરીખો જ કાં ન લાગે ? ઓ સ્વજનો ! તમે કોઇ એના અફસોસ ન કરજો !

## ૪૨

કન્યાના પિતાએ સામૈયાંની તૈયારી કરવા માંડી છે. છતાં કન્યા તો હજુ યે ગઢને કાંગરે ચડીને જોઇ જ રહી છે. સાજનીયા ઘોડેસવારોનાં ઝૂથને લીધે ઘોડાના ડાબલા ગાજી રહ્યા છે :

ઉંચા ઉંચા મોલ મારે ઘર રે વીવાતા
એથી ઉંચેરા ગઢના કાંગરા રે

કાંગરે ચડીરે બેની........બા જોશે.
કેટલેક આવે વરરાજીયા રે

પાંચશે પાળા રે દાદા છસે ચડીયાતા
ઘોડાની ઘુંમણ વરરાજીયા રે

શાં શાં સામૈયાં દાદા વરના જાનૈયા
શાં શાં સામૈયાં વરરાજીયા રે

ઢોલ શરણાયું દાદા વરના જાનૈયા
નગારાંની જોડય વરરાજીયા રે

શા શા ઉતારા દાદા વરના જાનૈયા
શા શા ઉતારા વરરાજીયા રે

ઓરડા ઓસરી રે દાદા વરના જાનૈયા
મેડીના મોલ વરરાજીયા રે

ગોરડીયા ઘઉં દાદા જાને ખૂટવાડયા
તોયે નો રીઝયા વરરાજીયા રે

પાંચે પકવાન દાદા જાને ખૂટવાડયા
તોયે ન રીઝયા વરરાજીયા રે

*   *   *   *

પાંચસે પૂરતે રે દાદે કન્યા રે આપી
ધબકે તે રીઝયા વરરાજીયા રે

૪૩

સામૈયું સામે જાય છે. બળતે દીવડે ગીતો ગવાય છે. એ ગીત વાટે પણ જાણે કન્યા પોતે જ પિતાજીને વિનવે છે કે આ ફુલડે છાયેલા મારા માંડવા નીચે જલ્દી જોશીડા તેડાવો: દોશીડા તેડાવો: સહુ કારીગરોને તેડાવો: હમણાં એ લાડકડો, હોંશીલો ને લેરખડો વર આવી પહોંચશે, કે કે ચીજોની રઢય લઇ બેસશે:

ફુલડે છાયો મારો માંડવો
મોતીડે વધાવું તારી જાન હો લાલ પછેડો ફુલે ભર્યો

કન્યા દાદાજીને વિનવે
માંડવ જોશી તેડાવો હો લાલ પછેડો ફુલે ભર્યો

લાડકડો વર આવશે
લેશે લગનીયાંની રઢય હો લાલ પછેડો ફુલે ભર્યો

એજ પ્રમાણે એ ફુલભર્યો લાલ પછેડો ઓઢીને વાટ જોતી રાજવણે કાકાને, મામાને, અને વીરાને વિનવ્યા કે દોશીડો તેડાવો–હોંશીલો વર વાઘાની રઢય લેશે: સોનીડાને તેડાવો–લેરખડો વર વેઢ વીંટીઓની રઢય લેશે: માળીડાને તેડાવો–'બહુ સજનો' વર ઓસરીયાની રઢય લેશે: એ બધી ચિંતા જાણે કે 'ફુલ ભર્યા લાલ પછેડા' વાળીને પોતાને જ થઇ રહી છે. અને એને ન થાય તો બીજા કોને થાય ? લાલ પછેડાના ભોકતા પતિરાજની રઢયો તો બીજા કોને માલુમ હોય ?

૪૪.

ધડૂસતે ઢોલ નગારે, ગુંજતી શરણાઇયે, ગાજતી બંદૂકે, અને ઝમાળ બળતી મશાલે જાન ગામની ભરી બજારે ધીરે પગલે ચાલી આવે છે. અને 'અગન ગગન પગ માંડતી' ઘોડી પર શોભતા કેસરભીના કંથને નજીકથી, વધુ ને વધુ નજીકથી જોઇ રહેલી એકલવાયી કન્યા મેડીને ગોખે બેસીને મનમાં મનમાં જાણે વડીલોને કંઇક કહી રહી છે: એ કહી રહી છે કે તમ સહુથી મારી દૃષ્ટિ ન્યારી છે. તમે એનાં રૂપ, તેજ કે લાડ જુઓ છો, પણ હું તો ફક્ત એક જ વાત જોઇ રહી છું:



કન્યા ચડયાં રે દાદાજીની મેડીયે
રાયવર આવ્યા દાદાજીની શેરીયે
દાદા તમે રે જોયા વર રાજીયા
દાદા અમે જોયાં ચતૂર સુજાણ, છત્રીસ વાજાં વાગીયાં

કન્યા ચડયાં રે કાકાજીની મેડીયે
રાયવર આવ્યા કાકાજીની શેરીયે

કાકા તમે રે જોયા વર લાડકા
કાકા અમે જોયા ચતુર સુજાણ છત્રીસ વાજાં વાગીયાં

કન્યા ચડયાં રે મામાજીની મેડીયે
રાયવર આવ્યા મામાજીની શેરીયે
મામા તમે રે જોયા વર રૂપલા
મામા અમે જોયા ચતુર સુજાણ છત્રીસ વાજાં વાગીયાં

કન્યા ચડયાં રે વીરાજીની મેડીયે
રાયવર આવ્યા વીરાજીની ડેલીયે
વીરા તમે રે જોયા વર હોંસીલા
વીરા અમે જોયા ચતુર સુજાણ છત્રીસ વાજાં વાગીયાં

એની આંખેમાં તો માત્ર એક જ ગુણ વસ્યો છેઃ માત્ર ચતુર સુજાણ-પણું. એની પસંદગી નથી રાજરિદ્ધિ પર ઉતરી કે નથી રૂપ ઉપરઃ વારે વારે, એક પછી એક ગીતમાં યે એ નિરનિરાળી રીતે કહ્યા કરે છે કે હું તો એની ચાતુરી પર મોહી છું, અન્ય કશા ઉપર નહિ. અને એ તો પતિરાજને જોતાં ધરાતી જ નથી. શેરીએ શેરીએ જઇને, છુપી છુપી, ઉંચી મેડીયેથી નિહાળે છે; દૂરથી, નજીકથી, આજુથી બાજુથી, દસે દિશાએથી —કોઇ ચિત્રકાર પોતાના ચિત્રની આકૃતિનાં જેમ જૂદી જૂદી છટા અને અવનવા મરોડ જોયા કરે, તેમ જ આ ચિત્ર-ઘેલી કલાધરી એના સંગાથીનું સર્વાંગી સૌંદર્ય ધારી ધારીને નિરખી રહી છે.

૪૫

વરરાજ પણ લાડડીનાં દર્શનની ઉગ્ર ઉત્કંઠા લઇને આવેલ છે : જેવી રાવણહર્યાં સીતાજીને મળવાની રામચંદ્રની ઉત્કંઠા હતી તેવી : શીતળ આંબાની છાંયડીમાં બેઠો બેઠો સ્વામી ઝંખે છે

આંબલીયો સખી શીળો ને મોતીડે નિરમળો
પાંદડે પોથીનો રંગ ડાળખીએ દીવા બળે

તેના થડ્ય બેઠા સરીરામ, લંકા લંકા ઝંખી રીયા
કોઇ અમને લંકા દેખાડો સીતાજીને મેળવો

કોણુ તારૂં સગું ને સાગવી
કોણુ તારો માડી જાયો વીર સીતાજીને મેળવે

બળભદ્ર સગું ને સાગવી
લખમણુ મારો માડીજાયો વીર સીતાજીને મેળવે

આંબલીયો સખી શીળો ને મોતીડે નરમળો
પાંદડે પોથીનો રંગ ડાળખીયે દીવા બળે

તેના થડે બેઠા ....નગર ઝંખી રીયા
કોઇ અમને ....નગર દેખાડો, લાડણુ વહુને મેળવો

કોણુ તારૂં સગું ને સાગવી
કોણુ તારો માડીજાયો વીર લાડણુ વહુને મેળવો

....મારૂં સગું ને સાગવી
....મારો માડીજાયો વીર લાડણુ વહુને મેળવો

---

• પ્રશ્નોરા—ગીતની ઉમેરણી : ઢાળ જૂદો છે.:

કોણે તારાં નેણાં સમાર્યાં અંબોડા ફુલે ભર્યા
અમારે છે કોયલ બેન, બેનડ વસે વનમાં રે
એણે મારાં નેણ સમાર્યાં, અંબોડા ફુલે ભર્યા

૪૬

ગુતો પુરૂષ કન્યાના પીયરને દ્વારે તોરણ છબવા આવે છે, એ દ્વાર
સોપાલવનાં પાંદડાંનાં લીલાં તોરણ ઝૂલે છે. પુરૂષ "હું આવ્યો છું"
ાની રૂપે તોરણનું પાંદડું તોડે છે. અને કન્યાની માતા એને પોંખે
ણ-સીંચન કરે છે: પોંખે છે શી શી વસ્તુઓ વડે ? રવાઇ, ત્રાક,
અને પીંડી વડે: જગતના જીવન-આધારની ચારે પવિત્ર વસ્તુઓ:
ર ! તારા ગૃહ સંસારમાં પણ એ ચારે સામગ્રીઓ-એ દૂધ ઘી,
વસ્ત્રો, ખેતીવાડીનું ધાન્ય, તે તને સાંપડજો ! પરણનારને એની
ા સ્મરાવવા આંહી પણ સીતા રામનું જ સંબોધન થાય છે:



સીતાને તોરણ રામ પધાર્યા
લેજે પનોતી પહેલું પોંખણું !

પોંખતા રે વરની ભ્રમર ફરકી
આંખડલી રતને જડી.

રવાઇએ એ વર પોંખો પનોતાં
રવાઇએ ગવરી સોહામણાં.

સીતાને તોરણ રામ પધાર્યા
લેજે પનોતી બીજું પોંખણું !

ધોંસરીયે એ વર પોંખો પનોતાં
ધોંસરીયે ધોરી સોહામણા.

સીતાને તોરણ રામ પધાર્યા
લેજે પનોતી ત્રીજું પોંખણું !

તરાકે એ વર પોંખો પનોતાં
તરાકે રેંટીડા સોહામણા.

સીતાને તોરણુ રામ પધાર્યા
લેજો પનોતી ચોથું પોંખણું!

પીંડીયે એ વર પોંખો પનોતી
પીંડીયે હાથ સોહામણા.

પનોતી-એટલે પૂન્યવતી સાસુજીએ વિશ્વનાં એ ચાર સર્વોત્તમ પુષ્પો વડે વધાવીને આશિષો છાંટી. અને આડે પડદો રાખેલો તેની અંતરાલે આવીને કન્યાએ પોતાના મુખની તાંબુલની પીચકારી લગાવી. તાંબુલના રંગે પતિને જાણે કે સમશ્યા કરી કે હું તૈયાર છું. આ આત્માના રાગ વડે તારૂં સ્વાગત કરૂં છું.

૪૭

આંગણે ઉભા ઉભા અલબેલો જાણે એ સુરંગી સુંદરીને બહાર આવવા સાદ પાડે છે. પરંતુ પોતાના લાડડાને શાણપણનું સ્મરણ કરાવતી કન્યા વડીલોની મર્યાદા લોપવાની મીઠી ના કહે છે:

બારે પધારો સોરંગ સુંદરી!
આંગણે અલબેલો ઉભા રીયા.

હું કેમ આવું શાણા હો લાડડા!
અમને અમારો દાદો દેખશે.

તમારા દાદાને રીત જ દેશું,
પછી રે મોટાને માંડવ મ્હાલશું!

પછી રે ધીંગાની ઘેડી પરણુશું
પછી રે કુંવારી કન્યા પરણુશું !

* * *

૪૮

વરરાજ માંડવા નીચે આવ્યા. અંદર કન્યા તો બપોરથી તૈયાર થઇને બેઠી છે. હાથની બન્ને હથેળીમાં ને પગની બન્ને પાનીઓમાં કંકુનાં ચોખંડાં ખાનાં પાડીને એ પ્રત્યેક ખાનામાં અકકેક ચાંદલો આલેખ્યો છે. પોથી અને મજીઠ બન્નેમાં રંગેલ બત્રીસે દાંત કસુંબી ઝાંય પાડી રહ્યા છે. લલાટે એક લમણાથી બીજા લમણા સુધી કંકુની પીળ આલેખી છે. પંદર દિવસના પીઠી-મર્દને ખીલી નીકળેલા એ સુગંધી દેહ ઉપર શ્વેત સુંદર, કોઇ સંસાર તપોવનની બાલ-જોગણને અરઘે તેવું સાદું પાનેતર પહેરાવવામાં આવ્યું-અને તેલસીંચેલ મોકળી ઝુલતી માથાની લટો પર શી રૂપાળી એ ચુંદડી ઓપે છેઃ

અમદાવાદી ચુંદડ વાપરી રે
વાપરી ....ગામને ચોક
ઓઢોને બેનડ ચુંદડી રે

ચુંદડીને ચારે છેડે ઘૂઘરી રે
ચુંદડને વચ્ચે મોતીનો ચોક
લાડકડાં ....બેનને કાજ —ઓઢોને૦

૪૯

પ્રથમ માથા પર મોડીયો : મોડીયો એટલે મુગટ : ને તે ઉપર ચોળ ચુંદડી : એવા રાજ અને ત્યાગ બન્નેના ભાવો જગવતા શણગાર સજીને કન્યા માંડવે આવી. ભરી મેદનીની વચ્ચે, પણ છતાં વસ્ત્રના અંતર્પટ નીચે—એટલે કે જગત બધાની સાક્ષીએ, છતાં લાજ મરજાદ લોપ્યા વિના કન્યાનો હાથ વરના હાથમાં મેલાયો :



થાળી ઠમકી ને વરવહુના હાથ મળ્યા
ઢોલ ઢમકયાં ને વરવહુનાં હાથ મળ્યા
જાણે ઇસવર પારવતીના સાથ મળ્યા

* * *

---

* આવી મંગલ શરૂઆત પછીથી આ ગીતની પંક્તિઓ ક્રમભાગે કુરુચિમય પરિહાસમાં ઉતરી પડે છે. અને તેથી એને ત્યજી દઇ 'લગ્ન ગીતાવળી' નામના સૂરતી સંગ્રહમાં આ નવી વિશુદ્ધ પંક્તિઓ નવેસર રચાયેલી સાંધી દઇએ :

ઢોલ ઢમકયા રે વરવહુના હાથ મળ્યા
વાજાં વાગ્યાં રે વરવહુના હાથ મળ્યા
હૈડાં હરખ્યાં રે વરવહુના હાથ મળ્યા
પ્રેમે નિરખ્યા રે વરવહુના હાથ મળ્યા
જેમ નદીને નદીનો નાથ મળ્યા
એમ વરને કન્યાના હાથ મળ્યા
જેમ દૂધમાં સાકર જાય ભળી
એમ વર ને કન્યાની જોડય મળી
જેમ ફુલમાં હોય સુવાસ ભળી
એમ વરને કન્યાની જોડ મળી
જેમ શોભે છે લહેરો સાગરમાં
એમ વર ને કન્યા માયરામાં
જેમ સારસ શોભે સજોડે કરી
તેમ વર ને કન્યાની જોડ કરી
જેમ ઇંદ્ર ઇંદ્રાણીની જોડ ધરી
તેમ વર ને કન્યાની જોડ કરી

## ૫૦

હસ્ત-મેળાપ વાટે પરસ્પર સ્નેહ-વિદ્યુતનો સંચાર થઇ રહ્યો. સામસામા કોલ દેવાયા. પરંતુ દેવતાની સાક્ષી નોંધાયા વિના એ કોલ અધૂરા જ તો. માટીનાં-અથવા ત્રાંબા પીતળનાં માટલાંને ચાર સ્થંભાકારે ગોઠવી ચોરી રચાવી છે. ત્યાં બન્ને જણાં ચાર મંગલ ફેરા ફરે છે. અને રંગોની પસંદગી વિષે વરરાજાની રસદૃષ્ટિ માપવા માટે જાણે કે કન્યા પ્રત્યેક મંગલ વર્તતી વેળા પ્રશ્ન કરે છે. પતિ એનો રમ્ય ઉત્તર આપે છે. રંગોની ઝલક વડે કલ્પના ભરપૂર બને છે:



*પેલું તે મંગળ વરતીયું, સખી સામો દીયો શ્રીરામ
ઘરમાં તે લીલું શું વખાણીયે, ઉત્તર દીયો વરરાજ !

લીલા તે પોપટ પાંજરે, લીલી તે નાગરવેલ
લીલી તે ચોરી ચોગણી, લીલા ચોરીના થંભ !

બીજું તે મંગળ વરતીયું, સખી સામો દીયો શ્રીરામ
ઘરમાં તે પીળું શું વખાણીએ, ઉત્તર દીયો વરરાજ !

પીળાં તે પીતાંબર ધોતીયાં, પીળી ચણાની દાળ,
પીળા તે વરરાજાના વાંકડા, પીળી કન્યાની ઝાલ !

ત્રીજુ તે મંગળ વરતીયું, સખી સામો દીયો શ્રીરામ
ઘરમાં તે રાતું શું વખાણીયે, ઉત્તર દીયો વરરાજ !

રાતા તે રમલા રવે ચડયા, રાતી તે ચોળ મજીઠ
રાતાં તે વરરાજાનાં મોળીયાં, રાતા કન્યાના દાંત !

---

*ફેરા ફરતી વખતે આ પંક્તિઓ "દૂધે તે ભરી તળાવડી-(ગીત ૪૫) ના અનુસંધાનમાં કેટલેક સ્થળે ગવાય છે.

ચોથું તે મંગળ વરતીયું, સખી સામો દીયો શ્રીરામ
ઘરમાં તે ધોળું શું વખાણીયે, ઉત્તર દીયો વરરાજ !

ધોળા તે ધમળા વખાણીયે, ધોળા તે ભાર કપાસ,
ધોળાં તે ધોબી ધોવે ધોતીયાં, ધોળી બગલાંની પાંખ !

*પાંચમું તે મંગળ વરતીયું, સખી સામો દીયો શ્રીરામ,
ઘરમાં તે કાળું શું વખાણીયે, ઉત્તર દીયો વરરાજ !

કાળા તે ગેમર હાથીડા, કાળી તે કાજળ રેખ
કાળાં તે કોયલડીનાં બચળાં, કાળા મેઘ મલાર !

---

* મંગલ તો ચાર જ હોય છે !

૫૧

એ રીતે ચાર મંગલ ફેરા ફરાય છે. અગ્નિમાં જવતલ હોમાય છે. કન્યાનાં પીયરીયાંને હાથે કન્યાદાન દેવાય છે. અને વરકન્યા એક જ થાળીમાં બેસી સામસામા કોળીયા ભરાવી કંસાર જમે છે:



લાડો લાડી જમે રે કંસાર
*કંસાર કેવો ગળ્યો લાગે રે.

+નાખે માંહી ઘી કેરી ધાર
સંસાર પાયો ફળ્યો લાગે રે

લાડો લાડી જોડે એક ગાંઠ
અગ્નિની શાખે આજથી રે

રહેશું રાખી એક ભાણે હાથ
માયા ને મરજાદથી રે!

સુખે દુઃખે રે'શું રંગે રોજ
એક જ અંગે નેહથી રે!

નવાલો દે સામસામો હાથ
જોડી ગાંઠ દેહથી રે!

---

* આંહીથી પણ જૂનું ગીત પરિહાસમાં ઉતરી પડી, પ્રસંગનું ગાંભીર્ય હણી નાખે છે:

લાડો લાડી જમે રે કંસાર
લાડીની માડી ટળવળે રે

દીકરી મુને આંગળી ચટાડ
કંસાર કેવો ગળ્યો લાગે રે

માડી તું તો પરણી છો કે નહિ
રે કંસાર કેમ વિસરે રે!

+ એથી એ પંક્તિઓને બદલે 'માંગળિક ગીતો' નામના સંગ્રહમાં નવી સંસ્કારમય પંક્તિઓ રચીને મૂકાયલી તે અહીં અપનાવી લીધી છે:

૫૨

ગોત્રીજની સન્મુખ દૂધેભરી થાળીની અંદર દંપતિ કોઢીની રમત રમે છે. એ બધી વિધિઓ પોતેજ કાવ્યભરી, ભાવનાભરી, ને અર્થભરપૂર છે: પરંતુ કોણ જાણે શા કારણે એનું વર્ણન આલેખનારાં ગીતો આ સાહિત્યમાં જૂજ જૂજ જ મળી આવે છે. ફક્ત બન્ને પરણનારાંનાં આ સહભોજન, સહક્રીડા—જે કહો તે—એનું એક જ સાદું, રમતીયાળ ચિત્ર મળે છે:



કાણે કાણે કાંકણીયાળી ચૂડી રે
લાડા પાસે લાડડી દિસે રૂડી રે

કહોને લાડી એવડાં તે તપ કયાં કીધાં રે
ગઢડામાં ગોપીનાથ પૂજવા ગ્યાં'તાં રે
તેને તપે ....ભાઇ સસરો પામ્યાં રે

કહોને લાડી એવડાં તે તપ શાં કીધાં રે
મૂળીમાં માંડવરાય પૂજવા ગ્યાં'તાં રે
તેને તપે ....બાઇ સાસુ પામ્યાં રે

* * *

વાંકાનેરમાં જડેશ્વર પૂજવા ગ્યાં'તાં રે

* * *

પાલીતાણે પારસનાથ પૂજવા ગ્યાં'તાં રે

એવાં એવાં તપોના પુણ્ય-સંચયને પરિણામે જ જાણે કે રૂડું સાસરું જડયું ! લગ્ન, એટલે જાણે કે તપોવન: એ મુજબ જૂદાં જૂદાં તમામ તીર્થધામો અને તીર્થદેવતાઓનાં નામો મૂકી આ ગીતની પંક્તિઓ પુનરાવર્તન પામતી જાય છે. તીર્થધામોની રૂડી ભૂગોળ ભણાય છે:

## ૫૩

અને કેવી એ લગ્ન-રાત્રિ ? કેવા માંડવા ને કેવાં માયરાં ? કેવી કન્યા ને કેવાં પરણેતર ? જાણે એ મીઠાશની વાતો તો પંખીડાનાં માળામાં પણ પ્રભાતે ચાલી રહી છેઃ સૂડો રાણો વિસ્મય પામે છે કે 'ઓ કોયલ રાણી ! આવી રમ્ય આંબાડાળ કરતાં યે વધુ રમણીય શું મળ્યું કે તમે ત્યાં રાત રોકાઇ ગયાં !'



સૂડલા કોયલડીને વિનવે રે
આવી રૂડી સરોવરની પાળ
આંબા કેરી ડાળ
મૂકીને કોયલ કયાં ગ્યાં'તાં રે !

શીળા રે ....ભાઇના માંડવા રે
તીયાં રૂડાં માંડવા નખાય
રૂડાં ગીત ગવાય
જોવાને અમે ત્યાં ગ્યાં'તાં રે !–સૂડલા૦

શીળાં રે....ભાઇનાં માયરાં રે
તીયાં રૂડી કન્યા પરણાય
રૂડા ફેરા ફરાય
જોવાને અમે ત્યાં ગ્યાં'તાં રે !–સૂડલા૦

શીળા રે ....ભાઇના માંડવા રે
ઘોડીલા બાંધ્યા છે બાર
હાથી ઝૂલે દરબાર
જોવાને અમે ત્યાં ગ્યાં'તાં રે !–સૂડલા૦

## ૫૪

લગ્ન–રાત્રિના ઝાકમઝોળ ઉલ્લાસ વીતી જતાં હવે તો કન્યાને પોતાની આવતી કાલની વિદાયના ભણકારા લાગવા માંડયા છે. ગીતોનો આખો પ્રવાહ મીઠી કરૂણતામાં ઢળે છે. પિતા પાસેથી વસ્ત્રાભૂષણની પહેરામણી માગતી પુત્રી ગમગીન સ્વરે ગાતી કલ્પાય છે:—



ચોરીમાં ચરકલડી રે બોલે
દાદાજી અરથ ઉકેલો !

અમારા દાદાને હાથી ને ઘોડા
તે બાને સાસરે દેજો !

સંપત હોય તો દેજો દાદા મોરા
હાથ જોડી ઉભા રે'જો !

હાથ જોડી ઉભા રે'જો દાદા મોરા
જીભડીયે જશ લેજો !

ચોરીમાં ચરકલડી રે બોલે
દાદાજી અરથ ઉકેલો !

અમારા વીરાને નવલી રે ગાયો
તે બાને સાસરે દેજો !

સંપત હોય તો દેજો વીરા મોરા
હાથ જોડી ઉભા રેજો !

હાથ જોડી ઉભા રેજો વીરા મોરા
જીભડીએ જશ લેજો !

[ એજ પ્રમાણે "અમારી માતાને ઘેર નવલી વેલડીઓ" મૂકી ગીત આગળ ચાલે છે ]

૫૫

આખરે જેના પડઘા બોલતા હતા તે વિદાયનો દિવસ આવી પહોંચ્યો છે. અને કન્યાને એની જૂની સ્નેહગાંઠો છોડી નવા સંબંધ બાંધવા શીખામણ આપનાર વરરાજા આ ગીતમાં બોલતો કલ્પાયો છેઃ



આછેરૂં કંકુડું ઘોળ્યે રે લાડી
આછેરી પીળ્ય કઢાવું !

તારા બાપનાં ઝૂંપડાં મેલ્ય રે લાડી
*....ભાઈના મ્હેલ દેખાડું !

તારી માતાનો ખોળલો મેલ્ય રે લાડી
....વહુ તે સાસુ દેખાડું !

તારા વીરાનો કેડલો મેલ્ય રે લાડી
....ભાઈ દેર દેખાડું !

તારી બેનીનો છેડલો મેલ્ય રે લાડી
....બા નણદી દેખાડું !

એમ પીયર–સંસારનાં તમામ જૂનાં સ્નેહ–પાત્રોને બદલે નવાં આપ્ત-જનોની સૃષ્ટિનો મોહ લગાડવાના પ્રયત્નો ચાલવા લાગ્યા.

* કન્યાના સસરાનું નામ

૫૬

આછાં કંકુ ઘોળીને કન્યાએ કપાળ પર પીળ્ય તો કાઢી. બચકાં બાંધ્યાં. વેલડી દ્વારે આવીને ઊભી રહી. બળદ જોતર્યા. પણ કન્યાને જુદાઈની પળ

અત્યંત વસમી લાગે છે. આછા ઘૂંઘટમાં એ આંસુ પાડે છે. લગ્ન—જીવનના તમામ લ્હાવાની મીઠાશ, માવતરના ખોળા મૂકવાની છેલ્લી ઘડી આવતાં કડવી ઝેર બની જાય છે. અને પતિ જાણે પુનઃ એક વાર વધુ સબળ—વધુ કરૂણ અસર કરનારૂં ગીત ગાતો કલ્પાયો છેઃ



મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં રે
મેં તો કાચનાં જડિયાં કમાડ રે હો લાડડી !
હજી રે સમજ મારી કોયલડી !

મેં તો દાદા મારાને દૂભવ્યા રે
તારા આછા ઘૂંઘટડાને કારણ હો લાડડી !
હજી રે સમજ મારી કોયલડી !

મેં તો કાકા મારાને કોચવ્યા રે
તારા નવલા ઘુંઘટડાને કારણ હો લાડડી !
હજી રે સમજ મારી કોયલડી !

ઓ મારી કોયલ ! હવે તો સમજ ! મેં તારી સાથે પાણિગ્રહણ કરવામાં કેટલી જહેમત ઉઠાવી ! મેં તારા આછા ઘુંઘટડાને કારણ—મારા પિતાનું, મામાનું, કાકાનું. તમામ સ્વજનોના દિલ કોચવ્યાં. સહુની પસંદગી વિરૂદ્ધ હું તને પરણ્યો. ને હવે તું રડવા બેડી છ !

૫૭

પિતાના આંગણનો ઘેર ગંભીર શીળો વડલો ત્યજવાની વેળા આવી પહોંચી. અને પંખીડી જેવી પુત્રી પિતાની ક્ષમા માગવા લાગી !



દાદાને આંગણ આંબલો, આંબો ઘેર ગંભીર જો !
એક તે પાન મેં ચૂંટયું, દાદા તો દેજો ગાળ જો !

અમે રે લીલા વનની ચરકલડી, ઉડી જાશું પરદેશ જો !
આજ રે દાદાજીના દેશમાં, કાલે જાશું પરદેશ જો !

## ૫૮

પીયરીયાં વિનવે છે કે એ બ્હેન ! હવે અહીં પેટ ભરી ભરીને મન-ભાવતાં ભોજન જમી લ્યો. પછી સાસરીયામાં તો તમારે વહુ તરીકે એઠાં જૂઠાં ને વ્હેલાં મોડાં જમવાં પડશે, મિષ્ટાન્ન તો કોઇ વાર પરબે જ મળશે ! અને રમી જમીને ગરીબ ઘરને સાસરે ચાલી જતી બ્હેન તો રડતાં રડતાં પણ સ્વજનોને આશિષો જ દે છે:

લ્યોને રે લાડી કચોળડાં, જમોને વાર બે વાર રે
પછે રે જમશો રે સાસરે, જમશો ઉછીસ્ટ વાર રે !

કૂર જમશો દીવાલડી, રોટલી આહિત વાર રે
એક જમશો રે બપોર કે બીજલું માઝમ રાત રે !

ઘેડી રે ચાલ્યાં સાસરે રે, રોઇ રોઇ ભરીયાં તળાવ રે
ટાબશડે મુખ લ્હોઇ ત્યાં, સરોવર ધોયા છે પાય રે !

ઘેડી રે ચાલ્યાં છે સાસરે, દાદો વળાવાને જાય રે
ઘણું રે જીવો રે મારા દાદાજી, માતા સુવાસણી હોય રે !

ઘેડી રે ચાલ્યાં સાસરે, વીરો વળાવાને જાય રે
ઘણું રે જીવો રે મારા વીરાજી, ભાભી સુવાસણી હોય રે !

૫૯

અને ઓ પિતાજી ! હવે પાછા વળો. આવી આવીને તમે કેટલેક સુધી આવી શકશો ? તમે તો મને બહુ દૂર પરણાવી છે !

પરશાળેથી કેસર ઉડે,
  ઘોડવેલું આવે રે ઉતાવળી.

ઘોડવેલે બેસી બેનીબા ચાલ્યાં
  દાદા તે ....ભાઇ વળામણે.

વળો વળો રે મારા સમરથ દાદા,
  અમને ને દીધા તમે વેગળાં !

૬૦

વેલડી ચાલી : પૈ સીંચાયાં : એટલે કે વેલડીનાં પૈડાં નીચે શ્રીફળ પીલવામાં આવ્યાં. અને સહુ સ્વજનો બ્હેનને વળાવવા ચાલ્યાં: પ્રત્યેક પુત્રીને કરુણાભરી શીખામણો દીધી. પિતા પ્રબલ ઉર્મિનો માર્યો ઉંલીએથી જ પાછો વળ્યો. અને છેલ્લે સીમડી સુધી વળાવવા જવાની હિંમત તો ફક્ત વીરાની જ ચાલી.

આ દશ આ દશ પીપળો, આ દશ દાદાનાં ખેતર !
એવી વળામણ મારો દાદોજી દીકરી રાયલાં થાજો !

હૈડે તે જડશું સોના સાંકળાં, મનડાં વાળીને રે'જો !
સસરાનો સરડક ઘુમટો, સાસુને પાયે તે પડજો !
જેઠ દેખી ઝીણું બોલજો, જેઠાણી વાદ ન વદજો !
નાનો દેરીડો લાડકો, એનાં હસ્યાં રે ખમજો !
નાની નણંદ જાશે સાસરે એનાં માથડાં ગૂંથજો !
માથાં ગૂંથી સેંથા પૂરજો, બેનને સાસરે વળાવજો !

*

શેરી વળામણ મારી સૈયરૂં, બેની ડાયલાં થાજો !

*

ઝાંપલા વળામણ મારી માતાજી, બેની ડાયલાં થાજો !

*

સીમડી વળામણ મારો વીરોજી, બેની ડાયલાં થાજો !

*

---

* આ સ્થળોએ પણ એની એજ પંક્તિઓનું પુનરાવર્તન થાય છે.

૬૧

સહુએ બ્હેનને સાસરીઆં સ્વજનો પ્રતિનું કર્તવ્ય પ્રબોધ્યું. રડત
પૂત્રી : અને વેલની પાછળ દોડતાં માતાપિતા : પતિ જાણે હરણ ક

જતો હોય એવા ઉલ્લાસથી કઠોર બને છે: અથવા તો વેદનાનો વ્હેલો અંત લાવવા માગે છે. કન્યા વિનવે છે કે થોડીકવાર વેલ્ય થંભાવો : મારા પિતાને ફરી એક વાર મળી લઉં. ભાઇની રજા માગી લઉં: ના ! ના !



ઢોલીડાં ધડૂકયાં લાડી, ચાલો આપણે ઘેર રે!
ઉભાં રો' તો માગું મારા દાદાજીની શીખ રે!
હવે કેવી શીખ રે લાડી, હવે કેવા બોલ રે!
પરણ્યાં એટલે પ્યારાં લાડી, ચાલો આપણે ઘેર રે!
ઉભા રો' તો માગું મારા વીરાજીની શીખ રે!

*

* પ્રત્યેક સ્વજનનું નામ લઇ એની એજ પંક્તિઓ ગવાય છે.

૬૨

એવા પોકાર કરતી કન્યાને ઉપાડી વેલડી વેગે ચડી. અને કન્યાના પિતાએ ઘેરે જઇ જોયું તો માંડવો નિસ્તેજ લાગ્યો:



વાળી વાળી દાદા પૂછે વાત
આજ માંડવ કેમ અણોહરો રે

દીવડો તે હતો બેની બાને હાથ
મેલીને ચાલ્યાં સાસરે રે

૬૩

પિતાના ઘરનો દીવો—ઘરનું તેજ ચાલ્યું ગયું ! જાણે કોઇ ધૂતારો ધૂતી ગયો !

એક આવ્યો'તો પરદેશી પોપટો,
બેની રમતાં'તાં માંડવ હેઠ ધૂતારો ધૂતી ગયો !

બેની મેલ્યાં ઢીંગલ મેલ્યાં પોતીયાં,
બેને મેલ્યો સૈયરીયોનો સાથ ધૂતારો ધૂતી ગયો !

૬૪

માતા અફસોસ કરી રહી છે કે મારી ચંપા-કળી મેં અંતરના અમૃત પાઇને ઉછેરી, ને આજ તો એ પારકાને હાથે ચૂંટાઇ ગઇ:

*મેં તો હરખે ચાંપલીયો રોપવીયો રે;
મારો ઉછેરતાં ભવ જાય,
ફુલડાં વેણાએ માળી લઇ ગયા રે !

મેં તો હરખે ને લાડવઇ મોટાં કર્યાં રે;
મારો ઉછેરતાં ભવ જાય,
કામની વેળાએ જમાઇ લઇ ગયા રે!

મેં તો હરખે ને જીયાવર મોટા કર્યાં રે;
મારો ઉછેરતાં ભવ જાય;
કમાઇ વેળાએ વહુએ વશ કર્યાં રે!

---

*આ ગીત સુરતી 'લગ્ન-ગીતાવળી'નું છે.



૬૫

દશ્ય આખું બદલાઇ ગયું છે. સૂર્યાસ્ત પછીની લગાર જેટલી અંધકારમયતા સમી જૂદાઇની કરૂણતા શમી ગઇ. આજે સાસરવાસી જીવનની રાત્રિ સહસ્ર સહસ્ર તારલે ટંકાઇને શી રૂડી મુંગી મધુરતામાં આ નવ-વધુને લપેટી રહી છે! વિદાયની પીડા વિસારે પડી. આંસુ લૂછાયાં. પુત્રી મટીને પોતે પત્ની બની છે એવું ભાન ઉગ્યું. નવા ઘરનો દીવડો બનીને આવનારી કન્યા આદરમાન પામી. નવી વહુના માથા પર સહુએ આશીર્વાદ વરસાવ્યા. નાનાં દીયર નણુંદ એની ડોકે બાઝી પડયાં. અને જીવનમાં જે એક જ વાર આવે છે—આવીને કાં સદાકાળ રહે ને કાં સદાને માટે ચાલી જાય—એવી એ મીલનની પહેલી રાત આવી પહોંચી. એનાં વર્ણનો ન્હોય. એને શબ્દ-પ્રયોગો ન શોભે. એ દશ્ય દુનિયાને દેખાડવાનું ન્હોય. એ ગોપનતા અતિ પવિત્ર—અતિ મંગલ છે. પાંચ છ પંક્તિનું ધ્વનિકાવ્ય એને માટે લોક-કવિએ ગનીમત માન્યું:



હાં હાં રે હમલી લીલી ડાંડીનો ઝમરખ દીવડો
હાં હાં રે હમલી રમઝમ કરતાં ....વહુ આવ્યાં
હાં હાં રે હમલી વગર તેડયાં ગોરી શીદ આવ્યાં!
હાં હાં રે હમલી આછી પછેડી ઓઢવા આવ્યાં!
હાં હાં રે હમલી પાતળિયા પગ ચાંપવા આવ્યાં!
હાં હાં રે હમલી મોતૈયા લાડુ જમવાને આવ્યાં!

૬૬

પ્રિયતમના પ્રેમની આછી પછેડીની સોડયમાં પોઢી ગયાં. અને એ સુખ-નિદ્રામાં એણે કેવાં મધુર, કેવાં ગહન સ્વપ્નાં દીઠાં!



હું તો સૂતી રે મારા રંગ રે મોલમાં
સૂતાં તે સપનાં લાગીયાં જી રે!

*ઉંડાં જળહળ રે મેં તો સપનામાં દીઠાં
માન સરોવર ભર્યાં દીઠાં જી રે!

આંગણે હસ્તી રે મેં તો સપનામાં દીઠા
કુંભ કળશ ત્યાં ભર્યા દીઠા જી રે!

આંગણે આંબલો રે મેં તો સપનામાં દીઠો
જાય જાવંત્રી ઢુંગે ઢુંગે જી રે!

મોતીના ચોક રે મેં તો સપનામાં દીઠા
લીલી હરિયાળી ત્યાં બહુ ફળી જી રે!

મેડીયે દીવડો રે મેં તો સપનામાં દીઠો
કંકુ કેસર કેરાં છાંટણાં જી રે!

સૂતા જાગો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ઉકેલજો જી રે!

ઉંડા જળહળ રે ગોરી મૈયર તમારૂં
માન સરોવર તારૂં સાસરૂં જી રે!

આંગણે હસ્તી રે ગોરી વીરો તમારો
કુંભ કળશ તારાં કૂળનાં જી રે!

આંગણે આંબલો રે ગોરી સસરો તમારો
જાય જાવંત્રી સાસુ નારી જી રે!

* પાઠાન્તર—"ઉડણ જળકશી"

મોતીના ચોક રે ગોરી કંથ તમારો
લીલી હરિયાળી નણંદ તમારી જી રે !

મેડીયે દીવડો રે ગોરી કુંવર તમારો
કંકુ કેસરીયાં વવારૂ તમારાં જી રે !

ઘણું જીવજો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ભલા કર્યા જી રે !

અન્ય પુસ્તકમાં એક સ્વપ્નું વધુ બોલાય છે :

મેં તો જાણ્યું રે ઘર વચ્ચે ગહુંળી શી પૂરી
લીલુડાં તોરણ બંધાઇ રહ્યાં રે

× × ×

ઘર વચ્ચે ગહુંળી તે ગોરી દીકરી તમારી
લીલુડાં તોરણ જમાઇ તારો રે

૬૭

જેવાં સુંદર સ્વપનાં, તેવાજ સુસંગત એના અર્થો : અજાણ્યા જીવન-સાથીએ કંઇક એવી મીઠાશ એ સહચરીના અંતઃકરણમાં મેલી દીધી, કે નિદ્રામાં આવાં રૂપાળાં સ્વપનાં મળ્યાં. અને સ્વામીએ એ સ્વપ્નસૃષ્ટિને બન્ને કુટુંબોનાં આત્મજનો વડે વસાવી દીધી. આંહીથીજ આરંભાયલી મમતા વળી પાછું નવું સ્વરૂપ ધારણ કરે છે. અજાણ્યા સંસાર-વનમાં આવી પડેલી સ્ત્રી સ્વામીને કહે છે કે હું તો માર્ગ ભૂલી છું. મને માર્ગ

દેખાડો : તમે મારા ભોમીયા બનો ! એમ કહેવાની સાથે તો આખી યે સાસરવેલ, એને સુંદર સુંદર, ઉચ્ચ ઉપમાઓને યોગ્ય દેખાઇ આવે છેઃ



ગોખે તે બેઠી રાણી રાજવણ બોલે
મને મારગડો દેખાડો રાજ બંદલા !
હું તો મારગડાની ભૂલી રાજ બંદલા !

અલબેલડા રે મારે....ભાઇના દાદા,
જાણે ભરી સભાના રાજા રાજ બંદલા !
મને મારગડો દેખાડો રાજ બંદલા !
હું તો મારગડાની ભૂલી રાજ બંદલા !

અલબેલડા રે મારે ....ભાઇના વીરા
જાણે હાર માયલા હીરા રાજ બંદલા !
મને મારગડો દેખાડો રાજ બંદલા !
હું તો મારગડાની ભૂલી રાજ બંદલા !

*અલબેલડા રે મારે ....ભાઇની બેની
જાણે મેહૂલિયાની હેલી રાજ બંદલા !
મને........

અલબેલડા રે મારે ....ભાઇના મામા
જાણે સરોવર પાળે આંબા રાજ બંદલા !

---

* પ્રશ્નોરા–પાઠાન્તર :
અલબેલડા રે મારે ...ભાઇની બેન્યું
જાણે ધમધમતી ને વેલ્યું રાજ બંદલા !

અલબેલડા રે મારે ....ભાઇના કાકા

+જાણે વીંટી માયલા આંકા રાજ બંદલા !

અલબેલડા રે મારે ....ભાઇની માડી

જાણે ફુલડાં કેરી વાડી રાજ બંદલા !

---

+ પ્રશ્નોરા–ગીતમાં

" જાણે કાચી કેળ આંકા "

આ ગીતમાં ... ટપકાંવાળે સ્થળે વહુના દેવરનું નામ મૂકાવું જોઇએ, કે જેથી પતિનાં તમામ સગાંને ઉદ્દેશીને પત્ની ગાતી હોય તેવો અર્થ નીકળે. વાસ્તવિક એમ જ હોવું જોઇએ. પરંતુ અત્યારે ગાનારી સ્ત્રીઓ તો ત્યાં વરનું જ નામ લે છે. કેમકે તેમને એ નામ બોલવાનો બાધ નથી હોતો.

સંપાદક.

## ૬૮

જ્યાં અતિ સ્નેહ, ત્યાં અનિષ્ટની શંકા પણ સ્હેજે પડી જાય. કન્યાના કાનમાં ભણકારા બોલ્યા કે તારો સ્વામી તો નવી વહુ પરણી લાવે છે : તું એને નથી ગમતી ! હાંસીને સાચી સમજી કન્યાએ બહાર જતા સ્વામીનો છેડો ઝાલ્યો ! : સાચું કહો, ફરી પરણવું છે ? અરે એવું કોણે કહ્યું ? ચાંદે સૂરજે કહ્યું, પવને કહ્યું, પણ કહો સાચું, હું શીદને ન ગમી ? મારામાં શી ઉણપ દીઠી ?

સ્વામીએ મીઠી મજાક કરી, મનાયેલા અણગમાનાં ગમ્મતભર્યાં બ્હાનાં* કાઢ્યાં! સ્નેહનો થોડો વિનોદ કરી લીધો :



સોના ઇંઢોણી રૂપા બેડલું રે પાલવ છોડજો!
પાણીડાં ગઇ'તી તળાવ
નવજાદી! નવ પાલવ છોડજો!

* * * *

કોણે કીધું ને કોણે સાંભળ્યું રે પાલવ છોડજો!
કોણે ઉડાડી છે વાત
નવજાદી! નવ પાલવ છોડજો!

ચાંદે કીધું ને સૂરજ સાંભળ્યું રે પાલવ છોડજો!
વાયે ઉડાડી છે વાત
નવજાદી! નવ પાલવ છોડજો!

તમારૂં તે મૈયર ગોરી વેગળું રે પાલવ છોડજો!
ઢુકડા સાસરીયાની ખાંત
નવજાદી! નવ પાલવ છોડજો!

તમારો ને વીરો ગોરી એકલો રે પાલવ છોડજો!
સાત સાળાની છે ખાંત
નવજાદી! નવ પાલવ છોડજો!

તમારા તે પોંચા ગોરી શામળા રે પાલવ છોડજો!
ગોરા પોંચાની છે ખાંત
નવજાદી! નવ પાલવ છોડજો!

---

* આંહી કંઇક તૂટતું જણાય છે

તમારાં છોરૂડાં ગોરી ગોખરાં રે પાલવ છોડજો !
ખોળે બેસાર્યાની ખાંત
નવજાદી ! નવ પાલવ છોડજો !

૬૯

વિનોદના પ્રસંગો આવી આવીને જતા રહ્યા, અને આખરે જાણે કે એક દિવસ કોઈ અપરાધનો અવસર ઉભો થયો : પ્રભાતે સાસુજીએ દાતણ માગ્યું, પણ મોહની કાગાનીંદરમાં ઘેરાયલી આંખોવાળી અન્યમનસ્ક વહુએ ધ્યાન ન આપ્યું. બે વાર માગ્યું, તો યે વહુ બેદરકાર રહી : અને ચકોર સ્વામીએ "મને મારગડો દેખાડો રાજ !" એ સૂચના અનુસાર, આ કર્તવ્યભૂલી મોહવશ રાજરાણુને સાચી દિશા દેખાડવા સજા સંભળાવી:

શ્રી પરભાતને પોર, *દેવકીજીએ દાતણ માગીયાં
માગ્યાં માગ્યાં વાર બે વાર
* રૂખમણીએ શબ્દ ન સાંભળ્યો !

હરિના હાથમાં પાન પચાસ
મેડીએથી *શ્રીકૃષ્ણ ઉતર્યાં

મારા નાનેરા *બળભદ્ર વીર
ગંગાને કાંઠે ઘર કરો

• • • •

* આ નામોને બદલે, કૌશલ્યા, સીતા, રામચંદ્ર લખમણ, એ નામો પણ ગવાય છે.

* સૂરતી લગ્ન-ગીતમાંની બે વધુ પંક્તિઓ :

મારાં ગંગાજી સરખાં રે માત, તમારાં મન તે કોણે દૂભવ્યાં
આપણા ઘરમાં રૂખમણી નાર, તેણે મારો શબ્દ ન સાંભળ્યો

ત્યાં કાંઇ રાખોને *રૂખમણી નાર
માતા વચન કેમ લોપીયું !

સ્વામી શો રે અમારલો વાંક
શે રે માટે રે અમને દૂર કરો !

ગોરી તમે મારા હૈડાનો હાર
માતા વચન કેમ લોપીયું ?

સ્વામી શીઆળાના માસ
મશરૂનાં ગોદડાં મોકલાવજો !

સ્વામી ઉનાળાના માસ
ફુલના તે વીંઝણા મોકલાવજો !

સ્વામી ચોમાસાના માસ
ચુનાબંધ હવેલી ચણાવજો

રાખીશ રાખીશ માસ છ માસ,
છઠ્ઠે તે માસે તેડાં મોકલીશ !

તું મને વ્હાલી છે, પણ તેં માતાનું વેણ ઉલંઘ્યું, તેનું પ્રાયશ્ચિત હું બતાવું છું. છ મહિને તો હું તને તેડાવી લઇશ. તું મુંઝાતી નહિ. આપણ બન્ને સહદુઃખી બનીને આ સજા સહી લઇશું !

૭૦

કર્તવ્યના પાઠ શીખીને બન્ને જણાં સંસારી જીવનનો યજ્ઞ સંગાથે મળી રોજે રોજ રચ્યા કરે છે. ઉચ્ચ કે નીચ, એવા કોઇ ભેદ ગૃહકાર્યમાં

એ દંપતિએ નથી રાખ્યા. ગોપ-જીવનમાં તો ચાહે તે ગૃહકાર્ય સદાય સરખી રીતે ગૌરવવન્તુ છે :



શ્રી રામ ! ધોળું નગર ધોળું ધોળકું રે શોભા !
શ્રી રામ ! ધોળી ધોળકીયાની વાવ રે શોભા !
શ્રી રામ ! વાવે તળું રે ત્રાંબા તણાં શોભા !
શ્રી રામ ! મોતીડાવરણાં જળ ભર્યાં રે શોભા !
શ્રી રામ ! વાવે તે કચરો કંકુ તણો રે શોભા !
શ્રી રામ ! શીંદોરીયો તે શેવાળ રે શોભા !
શ્રી રામ ! પગથીયે પગથીયે પૂતળી રે શોભા !
શ્રી રામ ! રૂપા માછલડીની હાર રે શોભા !
શ્રી રામ ! સાવ રે સોનાનો બાજોઠીયો શોભા !
શ્રી રામ ! ત્યાં બેસી શ્રી કૃષ્ણ નાયા રે શોભા !
શ્રી રામ ! નાહી ધોઈને ઉભા રીયા રે શોભા !
શ્રી રામ ! ત્યાં આવ્યાં લક્ષ્મીજી નાર રે શોભા !
શ્રી રામ ! શ્રી કૃષ્ણે ખીલા ખોડિયા રે શોભા !
શ્રી રામ ! લક્ષ્મીજીએ બાંધી ગાય રે શોભા !
શ્રી રામ ! શ્રી કૃષ્ણે વાછરૂ વાળિયાં રે શોભા !
શ્રી રામ ! લક્ષ્મીજીએ દોઈ ગાય રે શોભા !
શ્રી રામ ! શ્રી કૃષ્ણે ગોરસ જમીયાં રે શોભા !
શ્રી રામ ! લક્ષ્મીજીએ ઘૂમ્યાં મહી રે શોભા !
શ્રી રામ ! શ્રી કૃષ્ણે માખણ ઉતાર્યાં રે શોભા !
શ્રી રામ ! લક્ષ્મીજીએ તાવ્યાં ઘીય રે શોભા !

શ્રી રામ ! શ્રી કૃષ્ણે જવતલ હોમ્યાં રે શોભા !
શ્રી રામ ! ધૂંવાડા ચડયા છે આકાશ રે શોભા !
શ્રી રામ ! આં કૂળ કેણે અજવાળ્યાં રે શોભા !
શ્રી રામ ! વસુદેવનો મોભી શ્રી કૃષ્ણ રે શોભા !
શ્રી રામ ! આ કૂળ એણે અજવાળ્યાં રે શોભા !*

*પછી ફરી વાર ગાતાં દરેક સ્થળે પરણનાર વર વહુનાં નામ મૂકાય છે.

૭૧

એવા સંસાર-તપોવનની શાંતિ પ્રાપ્ત કરીને આજે સહચરી પિયર તરફ પળે છે. ઉદરમાં સ્વામીનો અંશ સીંચાયો છે. જીવનનું પુનિત ફળ સાંપડયું છે. દાદાજીની વાડીમાંથી થોડો સમય ઉડી ગયેલી કોયલ ફરી વાર દાદાના દેશમાં ઘોર ગંભીર આંબે ટૌકવા આવે છે. સહીઅરો એને આવતી નિહાળે છે. સખીની સામે સ્વાગતના સૂરો લલકારે છે :



કાળી શી કોયલ શબ્દે સોહામણી,
આવે રે કોયલ આપણા દેશમાં !

કેમ કરી કોયલ ! એ વન વાસ્યાં,
કેમ કરી સૂડો રાણો રીઝ્યો ?

આંબા આંબલિયે એ વન વાસ્યાં,
ટૌકલે સૂડો રાણો રીઝ્યો.

કાળી શી કોયલ શબદે સોહામણી
આવે રે કોયલ આપણા દેશમાં

કેમ કરી બેનીબા એ ઘર વાસ્યાં ?
કેમ કરી નાહોલિયો રીઝવ્યો ?

*દીકરા દીકરીએ એ ઘર વાસ્યાં
નેણલે તે નાહોલિયો રીઝવ્યો !

એ સોહામણી કોયલનો પ્રત્યુત્તર લોક-કલ્પ્યું જીવન-સાફલ્ય પ્રગટ કરી બતાવે છે. સંતતિ-જનન અને નયનોની પ્રીતિ વડે પતિનું પ્રિય દર્શનઃ એ બે જાણે કે પરિણિત જીવનની સિદ્ધિઓ મનાઇ હશે : બન્ને ધર્મોનું પાલન કરીને બેનીબા પાછાં વળ્યાં છે. હે સુભગા ! તું શીખી તે સહુને શીખવજે ! તારી સુહાગણ-ચુંદડી સદા એવી ને એવી મ્હેકયા કરજો ! એની ભાત્યોના રંગ કદિ યે ઝાંખા ન પડજો ! તારો કુળ-આંબો સદા મ્હોર્યા જ કરજો !

૭૨

ત્રાંબાકુંડી તે નગર સોહામણી
માંહે ભરિયેલ ગવરીનાં ઘીય
સાહેલી રે આંબો મોરીયો !

---

* પાઠાન્તર :

ઓરડા ઓસરીએ એ ઘર વાસ્યાં
છાવરે નાહોલિયો રીઝવ્યો.

મારે કિયા ભાઈનાં વાજીંત્ર વાગિયાં
પેલા વેવાઈનાં પડિયાં નિશાન—સાહેલી રે૦

મારે કિયા ભાઈને આગણુ આંબલો
મારે કિયા ભાઈને આવે શીળી છાંય—સાહેલી રે૦

*

મારે કીયા ભાઈની મેડીએ દીવા બળે
પેલા વેવાઈને અંધારાં ઘોર—સાહેલી રે૦

*

મારે કઈ વહુને ચીર ઉપર ચુંદડી
કઈ વહુને રે મોતી જડયો મોડ—સાહેલીરે ૦

*

મારે કઈ વહુને કાંબી ઉપર કડલાં
મારે કઈ વહુને રે ઘૂઘરીએ ઘમકાર—સાહેલી રે૦

*

---

* યથોચિત સ્વજનોનાં નામ લઈને ફરીવાર એની એ પંક્તિઓ ગવાય છે.



# પૂરવણી

બાકી રહી ગયેલાં ગીતો આંહી જૂદાં આપેલાં છે. આખી કથા વાંચી ગયા પછી આ ગીતોમાંના પ્રત્યેકને કયા કયા પ્રસંગમાં બંધબેસતું કરવું તે વાચક પોતાની મેળે સમજી શકશે.

## ૭૩

## નીંદરડી

રાજ પેલડા પોરની નીંદરડી,
નીંદર જાજે રે ....ભાઇની સેજ !
નીંદરડી નેણાં ઘેરી રહી.

ગોરાં નાનાં વહુ જગાડે જાગે નહિ !
પોઢયા જાગો રે ....બાઇના વીરા !
નીંદરડી નેણાં ઘેરી રહી.

તમે કાં કંથ પીધા કસુંબલા
તમે આરોગી કાંઇ લીલૂડી ભાંગ !
નીંદરડી નેણાં ઘેરી રહી.

અમે નથી પીધા રે કસુંબલા,
અમે આરોગી નથી લીલૂડી ભાંગ
નીંદરડી નેણાં ઘેરી રહી.

અમે દરબારેથી મોડા આવીયા,
આપણે ઘેરે રે ....ભાઇના વીવા
નીંદરડી નેણાં ઘેરી રહી.

## ૭૪

## વીંઝણો

લીલૂડો વાંસ ઢળૂકડે ઢળિયો
ઇ રે વાંસલિયાનો વીંઝણો ઘડિયો

હરતો ને ફરતો હીરલે જડિયો
માણું મોતી ને પાલી પરવાળે જડિયો

ઇ રે વીંઝણુલો રાંદલના વરસું જડિયો

ઉઠો રાંદલના વર સપનાં નિહાળો
લ્યો રે લોટી ને સીંચો તુળસીનો કયારો

જેમ જેમ તુળસી લેરડે જાય રે
તેમ રે રાંદલના વર નીંદરે ઘેરાય રે

જેમ જેમ તુળસી ફાલે ને ફુલે
તેમ રે રાંદલના વીરની નીંદરડી ઉડે

—લીલૂડો

*

[ વર કન્યાનું નામ લઇ ફરી ગવાય છે. ]

૭૫

## અમૃત આંબો

કાંઇ જાંબુ વરણી કોયલ રે
કાંઇ આંબા ડાળે બેઠી રે
કાંઇ અમરત આંબો મોર્યો
આંબે ફૂલ ઘણાં રે

કાંઇ આજૂની રાતડિયે રે
કાંઇ મેહૂલિયા નો વરસ્યા રે

કાંઇ વીજલડી નો ઝબકી રે
કાંઇ વાહોલિયા નો વાયા રે
કાંઇ આવડલાં ને આવડાં
ચીકલ શેણે થયાં રે !

કાંઇ માડીના ને ....ભાઇ
કાંઇ વરધ નાવણુ નાયા રે
કાંઇ પેલી ને સુવાસણુ રે
કાંઇ ....ભાઇની માડી રે
કાંઇ ....વહુ સુવાસણુ
ચીકલ કરી વળ્યાં રે

• • •

કાંઇ ચારે ને સુવાસણુ
ચીકલ કરી વળ્યાં રે

## ૭૬

## દીવડો

આઇ રે સાવ રે સોનાનો મારો દીવડો
એને દીવડીયે રંગ રૂપાના મોર
સોહન દાંડીનો દીવડો

આઇ રે દીવડો મેલાવો મોટે માંડવે રે
ત્યાં ચડી બેસશે મારો દેર ને જેઠ—સોહન૦

નણદી મચકો કરીને બોલિયાં રે
ભાભી ! નો આવ્યો તારો લોભી વીર—સોહન૦

બાઇ રે કસું રે છુટી ને વેણું મોકળી
મારે હૈડે રે કાંઇ ઉતર્યો તંબોળ—સોહન૦

*

દેર વધામણી લાવે......................
ભાભી ! આવ્યો રે તારો માડીજાયો વીર—સોહન૦

બાઇ કસું રે બાંધી ને વેણું ઠાંસીયું
જી રે મારે હૈડે હરખ ન માય—સોહન૦

૭૭

## આતૂરતા

મારી આંખડલી ભીંજાય રે મારો નખ નમે રે
મારો ફરૂકે છે ડાબા પગનો લાંક રે
ઘેર કોણુ સાજનિયાં આવશે રે

મારે કીયા ભાઇ આવ્યા કીયા ભાઇ આવશે
હું તો જોઇ રહી છું ....ભાઇની વાટરે રે
....ભાઇ આવ્યે રંગ રેશે રે

[ બ્હેનો વગેરે સ્વજનોનાં નામ લઇ પુનરાવર્તન થયા કરે છે. ]

૭૮

## વીરાની વાટ

વીરા ! ચાંદલિયો ઉગ્યો ને હરણ્યું આથમી રે
વીરા ! કયાં લગણ જોઉં તમારી વાટ રે
મામેરાં વેળા વહી ગઇ રે.

બેની ! પાટણ ગ્યો'તો પટોળાં વોરવા રે
બેની ! પાટણમાં પડી'તી હડતાળ
અમદાવાદ ગ્યો'તો વોરવા રે.

વીરા ! ચાંદલિયો ઉગ્યો ને હરણ્યું આથમી રે
વીરા ! કયાં લગણ જોઉં તમારી વાટ રે
મામેરાં વેળા વહી ગઇ રે.

બેની ! ચીતળ ગ્યો'તો ચુંદડી વોરવા રે
બેની ! ચીતળમાં પડી'તી હડતાળ
અમદાવાદ ગ્યો'તો વોરવા રે.

*　　*　　*

૭૯

## વણઝારો-વણઝારી

વણઝારો આવ્યો ને વણઝારી લાવ્યો
ભાઈ રે વણઝારીનો અવળો અંબોડો

ભાઇ રે....ભાઇ મારે માંડવે પધારો
માંડવે પધારીને પોઠયું મુલવાવો

ભાઇ રે વણુઝારા તારી શી શી રે પોઠું
ભાઇ રે....ભાઈ અમારી નવલખી પોઠું

પેલી તે પોઠમાં મગ રે મંડોળિયા
મગ રે મંડોળિયાની પીઠી રે નીપજે

બીજી તે પોઠમાં જાર જગોતરી
જાર રે જગોતરીની ઘેંસવડી નીપજે

ત્રીજી તે પોઠમાં ચોળા ડોલરિયા
ચોળા ડોલરિયાની વડી રે નીપજે

ચોથી તે પોઠમાં અડદ ઇંડોરિયા
અડદ ઈંડોરિયાના પાપડ નીપજે

પાંચમી તે પોઠમાં ચોખા કમોદિયા
ચોખા કમોદિયાનો ખેરો રે નીપજે

છઠ્ઠી તે પોઠમાં ઘઉં રે ગોરડિયા
ઘઉં રે ગોરડિયાનો પકવાન નીપજે

સાતમી તે પોઠમાં કન્યા પાનેતર
કન્યા પાનેતર મારે ....બાને સોહે

આઠમી તે પોઠમાં સૂતર ઘરચોળું
સૂતર ઘરચોળું મારે ....વહુને સોહે

નવમી તે પોઠમાં વરરાજા મોળીયાં
વરરાજા મોળીયાં ....જમાઇને સોહે

## ૮૦

## તંબોળીડો

જૂનેગઢથી તંબોળીડો વાપર્યો
આવી ઉતર્યો અમારલે દેશ
ધનરા લાલ તંબોળીડો

ઓરડે ઉભાં *....વહુએ ઓળખ્યો
દાસી ધનરાને ઓરેરો તેડાવ્ય
ધનરા લાલ તંબોળીડો

દાસી લે રે ઘડો લે ઇંઢાણુલી
મારી વાડીની વેલ્ય સીંચાવ
ધનરા લાલ તંબોળીડો

સીંચે સીંચે વાડી માયલો કેવડો
સીંચે સીંચે અલાલીનો છોડ
ધનરા લાલ તંબોળીડો

* ઘરની પ્રત્યેક વહુનાં નામ લઇને એનું એ ગીત ફરી ફરી ગવાય છે.

## ૮૧

## માલણુ

ગુજરાતથી માલણુ આવી રે
સવા લાખની વાડી રોપાવી રે

કોરે કરમલડી રોપાવો રે
વીણી ચૂંટીને છાબ ભરાવો રે

લા૦યે લા૦યે માલણુ અમે લેશું રે
        લાડકડાના પસ ભરી લેશું રે

એના પાહૂલીયે રસીઆ વીરા રે
        દ્ર૦ય ખરચે લાડકડાના વીરા રે

દ્રવ્ય ખરચે ને ખરચાવે રે
        રૂડા સાજનીયા મેળાવે રે

એને પાહુલીયે જડિયા આંકા રે
        દ્રવ્ય ખરચે લાડકડાના કાકા રે

એને પાહુલીયે જડિયા આંબા રે
        દ્ર૦ય ખરચે લાડકડાના મામા રે

કુંવર ઘોડલે બેસીને વેલા આવે રે,
        એની ભોજાઇયું ફુલડે વધાવે રે

એની માતાજી મોતીડે વધાવે રે,
        પાણી સાથે દૂધલડે નવરાવે રે

૮૨

## ગજરો

માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરો
તારા ગજરાનો માનીશ મુજરો—માલણુ૦

તારા ગજરાનું આપીશું મૂલ રે
માંહી ગુંથજે ગુલાબનું ફુલ રે
જે તું કહીશ તે કરશું કબૂલ—માલણ૦

જેવી હોય તારી ચતૂરાઇ રે
તેવી કરજે તેની સરસાઇ રે
કાંઇ બાકી ન રાખીશ બાઇ—માલણ૦

એવી કરજે કારીગરી એમાં રે
જૂક્તિ હોય જોવા જેવી એમાં રે
મોહ પામે મૂનિવર તેમાં—માલણ૦

વર લાડકડાને કાજે રે
એવો ગુંથજે તું ગજરો આજે રે
જેવો છત્રપતિને છાજે —માલણ૦

ગજરો મૂલ પામે મૂલતાન રે
સારો સારો કહે સુલતાન રે
થાય ગુણીજન જોઇ ગુલતાન—માલણ૦

તને આપીશ હીરાનો હાર રે
વળી સોળ સારા શણગાર રે
ઉપર હેમની મહોર હજાર—માલણ૦

કવિતાની કિંમત ઉર આણે રે
એમ ગજરાનું મૂલ પ્રમાણે રે
*દાખે દલપત બીજું શું જાણે
માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરો.

* કવિ દલપતરામનાં બે ત્રણ લગ્ન-ગીતો પ્રચલિત છે. સૂક્ષ્મ રસદૃષ્ટિથી તપાસનારને આવાં કવિ-ગીત તથા શુદ્ધ લોકગીત વચ્ચેનો તફાવત સમજાશે.

## ૮૩

### છાના કાગળ

લાડડા ! લાડડી છાના કાગળ મોકલે
વેવારીઆ વર વેલો આવ્ય
રવળા મોઢાની રઢયું લાગશે.

લાડડી હું કેમ આવું એકલો
મારા હાથીડા હોય રે હજાર
રવળા મોઢાની રઢયું લાગશે

* * *

તારા હાથીડા બંધાવું સામી ડેલીએ
તારા ઘોડલા બંધાવું રે ઘોડહાર
રવળા મોઢાની રઢયું લાગશે.

* * *

તારા સાથીડાને ઉતારા ઓરડા
વરરાજાને મેડીના મોલ
રવળા મોઢાની રઢયું લાગશે.

## ૮૪

### કેવી ?

[ પરણવા જતા રજપૂત વરને સંજ્ઞા થાય છે કે "હે ઢોલા જેવા બહાદૂર અને પ્રેમી ભાઇ ! તરવાર જેવી તેજસ્વી, નાગરવેલના પાન સરખી પાતળી, સોપારી જેવી બંકી, અને તજ જેવી તીખી-ચટવાળી કન્યા પર-

ણને હો ! તમે વિસરી ન જાઓ તે માટે એ નિશાનીઓ પણ સાથે જ આપી છે.” આ ક્ષત્રિય ગીત છે. લાંબા લાંબા ઓજસ્વંતા ઢાળમાં ગવાય છે.]



તરવાર સરખી ઉજળી રે ઢાલા !
તરવાર ભેટમાં બિરાજે રે વાલીડા વીરને.

એવી રે હોય તો પરણજો રે ઢાલા !
નીકર ફરીને પરણાવું રે વાલીડા વીરને.

પાન તે સરખી પાતળી રે ઢાલા !
પાન મુખમાં બિરાજે રે વાલીડા વીરને.

એવી રે હોય તો પરણજો રે ઢાલા !
નીકર ફરીને પરણાવું રે વાલીડા વીરને.

સોપારી સરખી વાંકડી રે ઢાલા !
સોપારી મુખમાં બિરાજે રે વાલીડા વીરને.
--એવી રે૦

તજ તે સરખી તીખલી રે ઢાલા !
તજ તે મુખમાં બિરાજે રે વાલીડા વીરને
—એવી રે૦

## ૮૫

## મોલ પધારો !

[ પરણીને વળેલા વરને આદર અપાય છે. ]



મોલ પધારો રાજ !
તમે ....ભાઇના મોભી મોલ પધારો રાજ !

મોલ પધારો રાજ!
તમે સોનાની શરણાઈએ મોલ પધારો રાજ!

મોલ પધારો રાજ!
તમે ...ભાઇના વીર મોલ પધારો રાજ!

૮૬

## નગારાં વાગે

વર તો બહુ રે હોંશીલો વર બહુ રે ખંતીલો,
એની મૃગનેની જુવે વાટ રે
નગારાં વાગે ઝીણું ઝીણું!

વર તો સોનીની શેરી વચ્ચે સાંચર્યો,
વરને ઉતરીયું વસાવતાં લાગી વાર રે
નગારાં વાગે ઝીણું ઝીણું!

વરને તો માળીડાની શેરી વચ્ચે સાંચર્યા,
વરને ફુલડાં વસાવતાં લાગી વાર રે
નગારાં વાગે ઝીણું ઝીણું!

૮૭

## ચુંદડી

મારા નખના પરવાળા જેવી ચુંદડી
મારી ચુંદડનો રંગ રાતો હો લાડડી
ઓઢોને સાહેબજાદી ચુંદડી!

હું તો કેમ કરી ઓઢું રે સાયબા ચુંદડી
મારા દાદાજી દેખે માતાજી દેખે
કેમ રે ઓઢું રે સોરંગ ચુંદડી !

તમારા દાદાના તેડ્યાં અમે આવશું
તમારી માતાનાં મન મો'શે હો લાડડી
ઓઢોને લાડકવાઇ ચુંદડી !

હું તો કેમ કરી ઓઢું સાયબા ચુંદડી
મારા વીરાજી દેખે ભાભીજી દેખે
કેમ રે ઓઢું રે સોરંગ ચુંદડી !

તમારા વીરાનાં તેડ્યાં અમે આવશું
તમારી ભાભીના ગુણ ગાશું હો લાડડી
ઓઢોને સાહેબજાદી ચુંદડી !

૮૮

## આનંદ ભર્યાં

આજ મારે ભરિયાં સરોવર છલિયાં
રે આનંદ ભર્યાં !

આજ મારે માડીના ....ભાઇ પરણ્યા
રે આનંદ ભર્યાં !

આજ મારે પરણીને ....ભાઇ પધાર્યાં
રે આનંદ ભર્યાં !

આજ અમે લાખ ખરચીને લાડી લાવ્યા
રે આનંદ ભર્યાં !

આજ અમે લાખેણી લાડડી જીત્યા
રે આનંદ ભર્યાં !

આજ અમે ઈડરિયો ગઢ જીત્યા
રે આનંદ ભર્યાં !

આજ અમે જાણ્યું .... ભાઈ જૂઠા
રે આનંદ ભર્યાં !

આજ ઇ તો બેલી પરણાવીને ઉઠયા
રે આનંદ ભર્યાં !

આજ અમે .... ભાઈને હસતા દીઠા
રે આનંદ ભર્યાં !

આજ અમે .... વેવાઇને રોતા દીઠા
રે આનંદ ભર્યાં !

આજ મારે ભરિયાં સરોવર છલિયાં
રે આનંદ ભર્યાં !

૮૯

## વાંસળી

લીલૂડા વાંસની વાંસળી મારી જાનમાં વાગતી જાય !

ગામને પટલીયે પૂછીયું આ ક્યાંનો રાજા જાય !
નથી રાજા નથી રાજવીર, મારે ....ભાઇ પરણીને જાય
—લીલૂડા૦

ગામની પાણીઆરીએ પૂછીયું, આ ક્યાંનો રાજા જાય !
નથી રાજા નથી રાજવીર, મારે ....ભાઇ પરણીને જાય
—લીલૂડા૦

ગામને ગોવાળીડે પૂછીયું, આ ક્યાંનો રાજા જાય !
નથી રાજા નથી રાજવીર મારે ....ભાઇ પરણીને જાય
—લીલૂડા૦

૯૦

## જીત્યા !

વર લાડડા રે તારે કાને કારેલાં
માથડે મુગટ મોતી જડયો રે વરલાડડા !

વર લાડડા રે તારો દાદોજી પૂછે
સાસરિયે જઇને બોલી શું જીત્યા રે વરલાડડા !

જીત્યા જીત્યા રે મારા સાસરાની બેટી
બીજું તે જીત્યા સાયર સાસરૂં રે વરલાડડા !

૯૧

## રતન જડાવો !

સો સો રૂપૈયા લઇને હલ્લાર શેર ગ્યા'તા
વીરા મોરા ! હલ્લારના હાથીડા લઇ આવો હો રાજ !

હલ્લારના હાથીડાને લાલ અંબાડી
વીર મોરા ! અંબાડીએ રતન જડાવો હો રાજ !

સો સો રૂપૈયા લઈને ઘોઘા શે'ર ગ્યા'તા
વીર મોરા ! ઘોઘાનાં ઘોડલાં લઈ આવો હો રાજ !

ઘોઘાનાં ઘોડલાંને પીતળિયાં પલાણુ
વીર મોરા ! પલાણે રતન જડાવો હો રાજ !

સો સો રૂપૈપા લઈને ચીતળ શે'ર ગ્યા'તા
વીર મોરા ! ચીતળની ચુંદડી લઈ આવો હો રાજ !

ચીતળની ચુંદડી ને *........ની લાડડી
વીર મોરા ઘુંઘટડે રતન જડાવો હો રાજ !

---

* કન્યાના પિયર-ગામનું નામ

## ૯૨

## ક્યાં રહી !

લાડડી ટોડલા જેવડી રે
લાડડી આવડલાં ને વરસ તું કયાં રહી રે ?

હું તો દિ'એ સૂતી રે રાતે જાગતી રે !
હું તો સસરોજી ....ભાઇ માગતી રે-લાડડી૦

હું તો દિ'એ સૂતી રે રાતે જાગતી રે !
હું તો સાસુજી ....બાઈ માગતી રે-લાડડી૦

૯૩

## વર-વહુનો વિનોદ

કીયા ભાઇની વાડીમાં અગર ચંદણનું ઝાડ હો રાયા !
કીયે ને સૂતારે અગર ચંદણ વેરીયાં રે.

કીયા ભાઈની મેડીમાં શેરડીયું ચુસાય હો રાયા !
કયી વહુને કોણીએ રેગાડા ઉતરે રે.

કીયા ભાઇની મેડીમાં રમક ઝમક થાય હો રાયા !
કયી વહુને પગે ઝાંઝર ઝમઝમે રે.

કીયા ભાઇની મેડીમાં કુલેરૂં ચોળાય હો રાયા !
કયી વહુને મોઢે તે માખીયું બણબણે રે.

કીયા ભાઇની મેડીમાં ઢીંકા પાટુ થાય હોય રાયા !
કયી વહુને વાંસે સબોટા ઉઠીયા રે.

૯૪

## મલારપરનો મોર

લાડડી તારા દેશમાં સોનીડે માંડયાં હાટ
લાડડો વસાવે ઝૂમણું રે
એની લાડડીને પે'રવા જોગ રે
ઓલ્યો મલારપરનો મોરલો રે
એને નીરજો નાગરવેલ !

અરધી તે નીરજો એળચી રે
એને અરધી નાગરવેલ !

લાડડી તારા દેશમાં દોશીડે માંડયાં હાટ
લાડો વસાવે ચૂંદડી રે
એની લાડડીને પે'રવા જોગ રે
ઓઢ્યો મલારપરનો મોરલો રે
એને નીરજો નાગરવેલ !

અરધી તે નીરજો એળચી રે
એને અરધી નાગરવેલ !

*

૯૫

## ક્યાં વસ્યા !

સાંકલડી શેરી રે દીવડીયા શા બળે રે
દીવાને અજવાળે ઓરડા ચીતર્યાં

હું તમને પૂછું રે છેલ છબીલા ....ભાઇ રે
આજનો વાસો રે વીરા ક્યાં રે વસિયા

આજનો વાસો રે બેની દોશીડાને હાટે રે
ચુંદડીયું મુલવીરે લાડણુ વહુ તણી રે–સાંકલડી૦

સોનીડાને હાટે–ઝુમણાં
ચુડીગરને હાટે–ચુડલી
માળીડાને હાટે–મોડીયો

